ઇરાનની મુખતેસર તવારીખ



# ઈરાનની મુખતેસર તવારીખ,

કયોમરશના વખતથી તે યજદેજર્દ શેહેરીયારનાં રાજ્યની
આખેરી સુધીની,

## પત્રના આકારમાં,

દરેક પત્રને લગતા સવાલો સાથે.

બનાવનાર

**બહમનજી બેહરામજી પટેલ.**

---

ત્રિજી આવૃત્તિ.

"અઝ નકશો નેગારે દરો દીવાર શેકસ્તેહ
આસાર પદીદ અસ્ત સનાદીદે અજમરા."
માએની—આપેછે ઈરાની પાદશાહોની જાહેર નિશાન,
તે કદીમ ચિતારવાલાં બીસમાર બાંધકામ.

મુંબઈ:

**જેહાંગીર બેજનજી કરાંણી,**

પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર.

ના. ૧૮, પારસી બજાર સ્ટ્રીટ, કોટ.

૧૨૫૦ યજદેજરદી.—૧૮૮૦ ઇસવી.

કિમ્મત રૂ.ાા

**સ્ત્રી-કેળવણી**નાં કામને જેઓ મદદ તથા ઉત્તેજન આપેછે, તેઓ ખચીત પોતાનાં કુટુંબનું, ટોલાનું અને દેશનું ચાલતા તથા આવતા વખતને માટે ભલું કરેછે. તેવા ગ્રહસ્થો તથા બાનુઓની જનાબમાં આ ન્હાનું પુસ્તક તેના બનાવનારે મોટાં માન અને ઇજત સાથે અર્પણ કર્યું છે.

# દીબાચો.

( પેહેલી આવૃત્તિનો. )

" પેહેલે અને છેલ્લે, જાહેરમાં અને બાતેનમાં, ખોદાતાલાનાં શોગરાના."

પૃથ્વિની સપાટી ઉપર વસનારી સઘલી ન્યાતોમાં પારસીઓની સંખ્યા ઘણી ઓછીછે, તોપણ તે એક એવા મોટા ટોલાની ઓલાદછે, કે જેણે આગલ એક લાંબા જમાના સુધી ઈરાન દેશમાં ઘણી જાહોજલાલી સાથે રાજ્ય ચલાવ્યું હતું. જે ટોલામાં **જમશેદ, ફ્રેદુન, કૈખુસરૂ, ગોસ્તાસ્પ, કુરૂસ, દારયવુસ-વિસ્તાસ્પ, ખશાયારસા, અર્દેશીર-દરાજદસ્ત, અર્દેશીર-બાબેગાન,** અને **નોશીરવાન-આદેલ** જેવા પાદશાહો રાજ્ય કરી ગયા હતા. જેઓનાં રાજ્યની ધજા દુર દેશોમાં પુર દબદબાથી ઉડતી હતી. જેઓનાં નામ તથા કામથી એક વેલાએ શું **યુનાન** કે શું **રૂમ** શું **ચીન** કે શું તારતરીના મુલકો થરથર ધ્રુજતા હતા, તથા જેઓની ફતેહનો તુંદ પવન એક વેલાએ પૃથ્વિની સપાટીના મોટા ભાગ ઉપર ફુકતો હતો; એવું જે મોટું તથા જાહોજલાલી ભર્યું રાજ્ય આપણા વડવાઓ ભોગવી ગયા છે, તેઓની તવારીખ જાણવી અપણને ઘણી અગત્યની છે.

ઈરાનની તવારીખમાં આજ લાંબી મુદત થઈ એટલો તો ગુંચવારો પડયોછે કે હજુ સુધી કેટલાએક બાબતો ઉપર વિદ્વાનો એકમત થતા નથી, તોપણ ખીલારોઝી હરફોની તખ્તીઓની જે શોધો થઈછે તેઓને ઉકલાવ્યાથી, તથા આપણાં ધર્મ પુસ્તકોના કેટલાક ભાગોની યુરોપિઅન વિદ્યાથી થએલી શરેહ ઉપરથી ઘણોક ગુંચવારો આજ દુર થઈ ગયોછે, અને ઈરાનનાં રાજ્યની સઉથી વધારે જાહોજલાલી ભરી બીના જે જમાનાના દોરથી ગુમ થઈ ગઈ હતી. તે વિદ્યાનાં બળથી પાછી અજવાલાંમાં આવીછે.

આપણા પારસીઓનાં બાળકોને શિખાડવાને માટે ઈરાનની મુખ્તેસર તવારીખનું એકુ નહાનું પુસ્તક નહિ હોવાથી કેટલાએક સદગ્રહસ્થોની ભલામણ ઉપરથી આ પુસ્તક અમોએ પત્રના આકારમાં રચ્યું છે, તથા દરેક પત્રની પછવાડે તેને લગતા સવાલો ટાંક્યા છે, કે જેથી શિખનારને પોતાનો પાઠ કરવાને તથા શિખવનારને તે

પાઠ લેવાને એકસરખી રીતે સવલ પડે. તેમજ પેહેલા પત્રમાં અસલ ઇરાન દેશનાં જાણવાજોગ પ્રાંતો તથા શેહેરોનો ટુક ખોલાસો આપ્યોછે; અને ઇરાન સિવાય યુનાન, રોમ, ઇત્યાદિ દેશોમાંનાં જે પ્રાંતો તથા શેહેરો આ મુખ્તેસર તવારીખનાં પુસ્તકમાં આવ્યાંછે તેમનો ખોલાસો પછવાડે વધારા તરીકે મુલાક્ષરોને અનુક્રમે આપ્યો છે; તથા એક લાયકીવાલા મિત્રની મદદથી શરૂઆતમાં અસલ ઇરાનનો નકશો પણ દાખલ કીધોછે.

આપણા લોકો હુખામનિસ વંશના પાદશાહોનાં નામો જે પ્રમાણે યુનાનીઓએ લખ્યાંછે તેપ્રમાણે વાપરેછે, પણ અમોએ આ પુસ્તકમાં ખીલારોકી તખ્તીઓ પ્રમાણે તેઓનાં અસલ ઇરાની નામો વાપર્યાંછે, કે જે વાંચવાનો બાળકોને માહવેરો પડ્યાથી તેઓ મજકુર પાદશાહોને યુનાની નામોને બદલે તેમનાં ખરાં ઇરાની નામોથી ઓળખી શકે.

આ પુસ્તક રચતી વેલાએ નિચલા ગ્રંથો અમોને મદદ તથા ભોમીઆ તરીકે અતી ઉપયોગી થઈ પડ્યા હતાઃ—

જાન માલકમની ઇરાનની તવારીખ.

જીઆરજ રાલીનસનની હીરોદોતસ તથા એનશીયનટ માનરકીસ.

એમ રોલીનસની પ્રાચીનકાલની તવારીખ.

જીઆરજ ગ્રોતની યુનાનની તવારીખ.

રાલીનસ અને બીજા ગ્રંથકારો ઉપરથી ઉપજાવેલી અસલી તવારીખનું પુસ્તક.

ડાકટર મારટીન હાઉગનું જરથોસ્તી ધર્મ વિષેનું પુસ્તક.

જીઆરજ ડેવીસની પત્રના આકારમાં લખેલી ઇંગલંડની તવારીખ.

ફીરદોસી તુસીનું શાહનામું.

ફરજાને બેહરામની શારેસ્તાને ચેહાર ચમન.

મી૦ જેહાંગીર બરજોરજી વાછાનો ઇરાની ખીલારોકી તખ્તીઓ વિષેનો રેસાલો.

મી૦ જમશેદજી પાહલણજી કાપડીઆની તવારીખે કદીમ ઇરાન.

મી૦ બેહરામજી ભીખાજી કાંગાની ઇરાનની તવારીખ.

મી૦ ખરશેદજી રૂસ્તમજી કામાજીનું જરથોસ્તનામું.

છેલ્લા ત્રણ ગ્રંથકારોના અમો અકસર કરી વધારે આભારી થયા છૈયે, કેમકે તેઓનાં કીમતી પુસ્તકોમાંથી અમોને મદદ મલીછે, એટલુંજ નહિં, પણ તેઓએ ખુદ પોતે હમોને કેટલીએક ઉપયોગી મદદો તથા સુચનાઓ કીધીછે, તેમજ અતરેના માજી ડેપ્યુટી એડયુકેશનલ ઈનસ્પેકટર મીં૦ જેહાંગીર હોરમજજી પંથકીએ પણ આ પુસ્તકના સંબંધમાં ઘણીક મદદો કીધીછે, કે જે માટે એ ચારે ગ્રહસ્થોનો અમો ખરાં જીગરથી ઉપકાર માન્યે છૈયે.

શેવટે અમો પુરતા ભરોસાથી ઉમેદ રાખ્યે છૈયે કે આ પુસ્તક જોકે આપણા પારસીઓનાં બાલકોને શિખાડવાને માટે બનાવ્યુ છે, તોપણ ઘણી ખરી ઉમરે પુગેલી પારસી બાનુઓ તથા ગ્રહસ્થો કે જેઓ આપણાં અસલી વતનની તથા રાજ્યની તવારીખથી અંજાણાં છે તેઓ પણ તેનો ઉપયોગ કરવાને ચુકશે નહિં.

મુંબઈ, ડીશેમબર ૧૮૭૨. બ. બે. પ.

---

## દીબાચો.

### (બીજી આવૃત્તિનો.)

આ બીજી આવૃત્તિ જાહેરમાં મેલતી વેલા મોટી ખુશીસાથે મારે જણાવવું જોઈએ કે આપણા પારસીઓનાં બાલકોને ઈરાનની તવારીખ શિખાડવા માટે સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનસ્ટીટીઉટને લગતી છોકરીઓની નિશાલોમાં, જરથોસ્તી છોકરીઓની નિશાલ મંડલીને હસ્તકની નિશાલોમાં, તથા અતરે તેમજ દેશાવરો ખાતેની પારસીઓને લગતી કેટલીએક નિશાલોમાં આ પુસ્તક કામે લગાડ્યાથી, તથા નામદાર સરકારની તરફથી તેનો મોટો જથ્થો ખરીદયાથી પેહેલી આવૃત્તિની સઘલી નકલો ખપી ગઈછે, અને આ બીજી આવૃત્તિ છપાવવી પડીછે, તથા તેની કિંમતમાં પણ ઘટાડો કરી રૂ. ના રાખ્યો છે; માટે ઉમેદ છે કે બીજી જે નિશાલોમાં તે દાખલ નહિ કર્યું હોય ત્યાંપણ તે જલદીથી થશે.

આ આવૃત્તિમાં તવારીખને લગતા પત્રોમાં કસ્સો ફેરફાર અથવા વધ ઘટ કર્યું નથી, પણ દરેક પત્રની પછવાડે આપેલા સવાલો પેહેલી આવૃત્તિમાં ઘણેક ઠેકાણે લંબાણથી હતા તે આમાં ટુકા કીધા છે કે જેથી અભેઆસીને કંટાલો નહિ આવે.

જે જે ખાતાંવાલા સાહેબોએ પોતાને લગતી નિશાલોમાં આ પુસ્તક દાખલ કર્યું છે તેમનો, તથા મેહેરબાન ડાએરેકટર આફ પબલીક ઈન્સ્ટ્રકશનનો આ જગોએ હું ઉપકાર માનું છું, અને ઉમેદ રાખું છું કે જેવી જહડફથી આ બીજી આવૃત્તિ છપાવવી પડીછે તેવીજ જહડફથી એની ત્રિજી આવૃત્તિ છપાવવાની પણ મારે માથે ખુશાલી ભરી ફરજ આવી પડે.

મુંબઈ, જુન ૧૮૭૩. બ. બે. પ.

---

## દીબાચો.

(ત્રિજી આવૃત્તિનો.)

આ પુસ્તકની ત્રણ આવૃત્તિ બાહેર પડશે એવો જે વેલાએ એ પુસ્તક રચ્યું તે વેલાએ મને પણ મુદલ ખેઆલ હતો નહિં. બીજી આવૃત્તિની ૨૦૦૦ નકલો પણ ખપી જવાથી આ ત્રિજી આવૃત્તિ કાઢવી પડીછે, અને ઉમેદછે કે એ રીતે હજુ બીજી વધારે આવૃત્તિઓ એ પુસ્તકની નીકલશે.

મુંબઈ, નવેમબર ૧૮૮૦. બ. બે. પ.

# ઈરાનની મુખતેસર તવારીખ પત્રના આકારમાં.

## પત્ર ૧ લો.

મારી પ્યારી દીકરી,

જે વેળા હું તમારાથી છુટો પડ્યો, તે વેળા મેં તમારી ઉપર વારેઘડીએ પત્ર લખવાને કબુલાત આપી હતી, અને તે મુજબ હું આ પેહેલો પત્ર લખુંછું, તથા હવેથી દર વેળા લખતો રહીશ. હું તેમાં કાંઈ ઘર સંસારની અથવા ખાનગી બાબતો નહિ લખીશ, પણ આપણાં અસલ વતન ઈરાનની મુખતેસરમાં તવારીખ લખતો જઈશ, કે જે વાંચ્યાથી તમોને જ્ઞાન મળે, તથા ફાયદો હાંસલ થાય. આ તવારીખ કાંઈ લંબાણ નહિ પણ ટુકામાંજ જણાવીશ, કેમકે તમારી વય હજુ નહાનીછે, તેથી તમોને ઘણું યાદ રહી શકે નહિ; પણ એથી જેમ જેમ તમો મોટાં થશો, અને ઈરાનની મોટી તવારીખ વાંચવા માંડશો, ત્યારે તે માહેલી બાબતો તમોને જલદીથી સમજ પડશે. હું જે તમારા ઉપર લખી મોકલું તે તમારે ફક્ત અમસ્થું વાંચી જવું નહિ, પણ ધીરજથી વાંચી વિચાર કરી તે માહેલી બાબતો યાદ રાખવી.

હરેક દેશની તવારીખ જાણવા આગમજ તે દેશનું, તથા ત્યાંના લોકોનું વર્ણન જાણવું એ ઘણું અગત્યનું છે, અને તેટલા માટે આ પત્રમાં હું તમારા ઉપર ઈરાન દેશનું વર્ણન લખી મોકલુંછું.

યાદ રાખજો કે **ઈરાન** **એશિઆ** ખંડ માહેલો એક મોટો દેશછે. એ દેશની હદ અસલના વખતમાં કેટલી તથા ક્યાં લગણ હતી તે ચોકસ જણાતું નથી; પણ તેની જાહોજલાલીના વખતમાં તેની ઉત્તર દિશાએ **કાસ્પિઅન સમુદ્ર** અને **કાકેસસ**ના પહાડો, પૂર્વે **સિંધુ** અને **જહૂન** નદીઓ, દક્ષિણે **ઈરાની અખાત** અને **હિંદી મહાસાગર**, તથા પશ્ચિમે **યૂફ્રેતિસ** નદી હતી.

ઈરાન દેશ તેની જાહોજલાલીના વખતમાં જે કેટલાએક પ્રાં-તોમાં વેહેચાયલો હતો, તેમાંના મુખ્ય પ્રાંતોનાં નામ, તથા તેમનું થોડુંક જાણવા જોગ વર્ણન, તમારી જાણને માટે નિચે ટાંકુંછું—

| | |
|---|---|
| " પરસિસ. | ગેદ્રુશિયા. |
| સૂસિયાના. | પાર્થિયા. |
| મીડિયા. | હરકેનિયા. |
| એરિયા. | એકત્રિયાના. |
| કરમાનિયા. | સોગદિયાના." |

"**પરસિસ** (ફારસ)—એ પ્રાંત ઈરાની અખાતની ઉત્તર દિશાએ " આવેલોછે. હિયાંની જમીન ઘણી ઉજડછે. મર્દેસ્તનાં મેદાનમાં ખૂર " નદીના કાંઠા આગળ **પર્સીપોલીસ** અથવા **તખ્તે જમશેદ** નામનું " નામીચું શેહેર હતું. **પર્સીપોલીસથી** આસરે પાંચ મૈલની વેગલા-" ઈએ **નકશે રૂસ્તમ** નામનો એક પહાડ છે, તેની ઉપર **સાસાન્યા-" નોના** વખતના કેટલાએક ચિતાર હાલ પણ જોવામાં આવેછે. " **પર્સીપોલીસથી** પચાસ મૈલના તફાવત ઉપર **મોરઘાબના** મેદાનમાં " **પેસાગરગેદા** હતું. હાલ એ પ્રાંતમાં **શાહપૂર, ફીસા, બૂશેર,** અને " **શીરાજ** આવેલાંછે."

" **સૂસિયાના** (ખૂજીસ્તાન)—એ પ્રાંત **ફારસની** પશ્ચિમ દિશાએ " આવેલોછે. હિયાંની જમીન ઘણી માતબરછે. એની રાજધાની " **સૂસા, કોએસ્પિસ** નદીના કાંઠા ઉપર હતી. થંડીની રૂતુમાં **ઈરા-" નના** પાદશાહો એ શેહેરમાં આવીને રેહેતા હતા. **સૂસાથી** પિ-" સ્તાલીસ મૈલની વેગલાઈએ **કહુારૂન** નદીના કાંઠા ઉપર **શુસ્તર** " નામનું વખણાયલું શેહેર છે. **શુસ્તર** શિવાય બીજાં ઘણાં શેહેરો એ " પ્રાંતમાં આવેલાંછે, તેમાં **અહુાવાઝ** તથા **બસોરા,** એ બે શેહેરો " જાણવાજોગ છે."

" **મીડિયા**—એ પ્રાંત ફારસની ઉત્તર દિશાએ આવેલોછે. એ બે " ભાગમાં વેહેચાયલો હતો; **એત્રોપેતેની** (આઝરબીજાન) અને " **મીડિયામેજર** (ઈરાકે અજમી)—એ બન્ને ભાગો માહેલા પેહેલા " ભાગમાં પુષ્કળ પહાડો, તથા જંગલો દીઠામાં આવેછે; પણ એનો " બીજો ભાગ **ઈરાકે અજમી** ઘણો સુંદર અને રલિયામણો છે. એ " ભાગમાં **એકબેટાના** (હામાદન) કરી એક મોટું અને નામીચું " શેહેર હતું. **એકબેટાનાની** પડોસમાં **બીહિસ્તુન** નામનો એક " ખડક છે, તે ઉપર **દારાયસ—હિસ્તાસ્પિસના** વખતના લેખો

" દીઠામાં આવેછે. એકબેટાનાથી આસરે બસેં મૈલને છેટે **અલબ્રુઝ**
" ના પહાડો આગલ રએ કરીને એક મોટું અને પુરાતન શેહેર હતું.
" હાલ એ ભાગમાં તેહરાન અને ઈસ્ફાહાન નામનાં બે મોટાં શેહેરોછે."

" **એરિયા** ( સેજીસ્તાન તથા ખોરાસાનનો દક્ષિણ ભાગ )—એ
" પ્રાંત મીડિયાની ઉગમણ દિશાએ આવેલોછે. એમાંથી **એરિઅસ**
" (હેરી) નામની નદી વેહેછે, તેથી એનું નામ એરિયા પડેલુંછે. એ-
" રિયાની જગાએ હાલ **હેરાત**નું નામીચું શેહેર આવેલુંછે."

" **કર્માનિયા** ( કરમાન ) અને **ગેદ્રુશિયા** ( મકરાંન )—એ બન્ને
" પ્રાંતો ફારસની ઉગમણ દિશાએ આવેલાંછે. હિયાં પહાડો, તથા
" રેતીનાં મેદાનો શિવાય બીજું કંઈ દીઠામાં આવતું નથી. હાલ
" **કર્માનિયા**માં **કર્માન** તથા **ગોમબ્રુન** નામનાં શેહેરોછે."

" **પાર્થિયા** (તબ્રિસ્તાન) અને **હુરકેનિયા** (માજીનદ્રાન)—એ
" પ્રાંતો **મીડિયા**ની ઉગમણ તરફ **કાસ્પિઅન** સમુદ્રના કાંઠા ઉપર
" આવેલાંછે. **પાર્થિયા**ની જમીન ઉજડ અને પહાડીછે. **હુરકેની-**
" **યા**નો મુલક પહાડીછે ખરો, પણ તે આખા ઈરાનમાં ઘણો ફલ-
" વંત અને રલિયામણો ગણાયછે."

" **બેકત્રિયાના** (બલ્ખ) અને **સોગદિયાના** (બોકારિઆ)—એ
" પ્રાંતો **એરિયા**ની ઈશાન કોણે આવેલા છે. એઓની વચ્ચે **ઓ-**
" **કસસ** અથવા જહૂન નદી વેહેછે. બેકત્રિયાનો મુલક ઘણો
" રસાળ હતો. સોગદિયાનાની રાજધાની **મેરેકંદા** (સમરકંદ) હતી.
" અસલના વખતમાં એ શેહેર પણ વેપારનું એક મોટું મથક હતું."

મારી પ્યારી દીકરી, આ પત્ર લાંબો થવાથી ઈરાન દેશનું વર્ણન અત્રેજ પૂરૂં કરૂંછું, અને બીજા પત્રમાં ત્યાંના લોકોની હાલત, ધર્મ, તથા રીતભાત વિષેનું વર્ણન કરીશ.

હું છું તમારો વાહાળો બાપ.

તાજે કલમ—દરેક પત્રની પછવાડે હું તેને લગતી બાબતોના થોડાક સવાલો લખી મોકલીશ, કે જે તમોએ કોઈ બીજાં પાસે પુછાવવા, અને જોવું કે તમો તેના જવાબો આપી શકોછો કે નહિ. એક નકશો જોતી વેળા ધ્યાનમા રાખવું કે તેનું મથાળું તે ઉત્તર દિશા, હેઠળ દક્ષિણ દિશા, જમણા હાથ ભણી પૂર્વ દિશા, અને ડાબા હાથ ભણી પશ્ચિમ દિશા આવેલાં હોયછે.

---

## સવાલો.

ઈરાન ક્યા ખંડ માહેલો એક દેશછે? એ દેશની હદ અસલના વખતમાં તથા તેની જાહોજલાલીના વખતમાં ક્યાં લગણ હતી? એ દેશ તેની જાહોજલાલીના વખતમાં કેટલા તથા ક્યાં ક્યાં પ્રાંતોમાં વેહેચાયલો હતો? **પરસિસનો** પ્રાંત ક્યાં હતો તથા ત્યાંની જમીન કેવી હતી? **મદૈસ્તના** મેદાનમાં **ખૂર** નદીના કાંઠા આગલ ક્યું નામીચુ શેહેર હતું? **પર્સીપોલીસથી** આસરે પાંચ મૈલની વેગળાંઇએ ક્યો પહાડ હતો? તેની ઉપર હાલ શું જોવામાં આવેછે? **પર્સીપોલીસથી** પચાસ મૈલનાં તફાવત ઉપર **મોરઘાબનાં** મેદાનમાં શું હતું? હાલ એ પ્રાંતમાં ક્યાં શેહેરો આવેલાં છે? **સૂસિયાનાનો** પ્રાંત ક્યાં હતો તથા ત્યાંની જમીન કેવી હતી? તેની રાજધાની ક્યાં હતી? **શુસ્તરનું** શેહેર ક્યાંછે? **શુસ્તર** શિવાય બીજાં ક્યાં શેહેરો જાણવા જોગછે? **મીડિયાનો** પ્રાંત ક્યાં આવેલો હતો? એ ક્યા બે ભાગોમાં વેહેચાયલો હતો? પેહેલા ભાગમાં શું દીઠામાં આવતું હતું? બીજો ભાગ કેવો હતો, તથા તેમાં ક્યું નામીચું શેહેર હતું? **એકબેટાનાની** પડોસમાં ક્યો ખડકછે, તથા તે ઉપર શું દીઠામાં આવેછે? **એકબેટાનાથી** આસરે બસે મૈલને છેટે ક્યો પહાડ છે? આ પહાડ આગળ ક્યુ પુરાતન શેહેર હતું? હાલ એ ભાગમાં ક્યાં શેહેરોછે? **એરિયાનો** પ્રાંત ક્યાં આવેલો હતો તથા તેમાંથી કેઈ નદી વેહેતી હતી? **એરિયાની** જગાએ હાલ ક્યું શેહેર આવેલું છે? **કર્માનિયા** અને **ગેડ્રુશિયાના** પ્રાંતો ક્યાં આવેલા હતા? હિયાં શું દીઠામાં આવેછે? હાલ **કર્માનિયામાં** ક્યાં શેહેરોછે? **પાર્થિયા** અને **હુરકેનિયાના**પ્રાંતો ક્યાં આવેલા હતા? **પાર્થિયાની** જમીન કેવી હતી? **હુરકેનિયાનો** મુલક કેવો હતો? **બેકત્રિયાના** અને **સોગદિયાનાના** પ્રાંતો ક્યાં આવેલા હતા તથા તેઓની વચ્ચે કેઈ નદી વેહેતી હતી? **બેકત્રિયાનાનો** મુલક કેવો હતો? **સોગદિયાનાની** રાજધાની કેઈ હતી? અસલના વખતમાં એ શેહેર શાનું મથક હતું?

---

## પત્ર ૨ જો.

**મારી પ્યારી દીકરી,**

મારા પેહેલા પત્રમાં મેં તમારી ઉપર **ઈરાન** દેશનું વર્ણન લખી મોકલ્યું હતું; હવે આ પત્રમાં હું ઈરાન દેશના પ્રાચીન કાળના લોકોની હાલત, ધર્મ, તથા રીતભાત વિષે થોડુંક લખુંછું.

ઘણુજ પુરાતમ જમાનામાં ઈરાનીઓ જંગલી હાલતમાં હતા, પણ તેઓની સ્થિતિ પાછલથી ઘણી સુધરી હતી. તેઓએ દેવો એટલે ખરાબ ખાસીયતના લોકો સાથે લડી તેમને ઠેકાણે લાવી મુક્યા

હતા, તથા કેટલાક નવા નવા હુન્નરો શિખી ખેતીવાડીમાં પણ સુધારો કર્યો હતો. પછી **હુખામનિસ** વંશના પાદશાહોના વખતમાં તો ઈરાન દેશ જાહોજલાલી ભર્યું થઈ ગયું હતું, અને તેની ધજા પૃથ્વિની સપાટી ઉપર પૂર દબદબાથી ઉડતી હતી.

ઈરાની લોકો એકજ ખોદાને માનતા હતા તથા તેની બંદગી કરતા હતા. પાદશાહ **ગોસ્તાસ્પ**ના વખતમાં પેગંબર સાહેબ **જરથોશ્ત** જાહેર થયો. તેણે પોતાનો બરહક ધર્મ **ઈરાન** તથા તેની રાજધાની **બલ્ખમાં** ફેલાવ્યો. તેના ધર્મની મુખ્ય મતલબ ફકત એક ખોદાને માનવો તથા તેના હુકમો પ્રમાણે ચાલવું એવીછે. એ ધર્મનું મૂળ તત્વ આ ત્રણ શબ્દોમાં ઘણુંખરૂં આવી રેહેછે—"હુમત, હુખત, હુવરેશત" એટલે "નેક વિચારવું. નેક બોલવું, અને નેક કરવું," એ બરહક પેગંબરે બદીનો તથા બુરા લોકોનો નાશ કીધો હતો, અને લોકોને પોતાના ધર્મનો નેક માર્ગ બતાવ્યો હતો. પાછલથી એનો ધર્મ પડતી દશામાં આવી ગયો હતો, પણ તે **હુખામનિસ** વંશ તથા તે પછી છેક **સાસાન્યાન** વંશના પાદશાહોના વખતમાં પાછો તાજો થયો. **જરથોશ્ત**ના લાવેલા ધર્મને જરથોસ્તી અથવા માજદીયસ્ની દીન કરીને પણ કેહેછે.

અસલી ઈરાનીઓ જાતે ઘણા દેશહિતકારી હતા. તેઓ પોતાના પાદશાહને ઘણું માન આપતા તથા તેને ચાહાતા હતા. તેઓ પોતે પેહેલવાનો તથા સિપાહોમાં ખપવું ઘણું માન ભરેલું સમજતા હતા, તથા પોતાનાં બચ્ચાંને બાળપણથીજ સાચ્ચું બોલતાં, ઘોડે બેસતાં, અને તીર મારતાં શિખવતા હતા. તેઓ સ્ત્રીઓનો મલાજો જાળવતા હતા, તથા તેઓને સારી તરબીયત આપતા હતા. તેઓની સ્ત્રીઓ પણ બહાદૂર તથા હિંમતવાન હતી. તેઓમાં આપણી મુવાફેક બાળ લગ્નનો રેવાજ હતો નહી, પણ છોકરો તથા છોકરી બન્ને પોતાની ઉમરે પુગી પોતાને મનગમતું જોડું પસંદ કરતાં હતાં.

ઈરાનીઓ હમેશાં સાચ્ચું બોલવાને ઘણું ચાહાતા હતા. તેઓમાં "નબળાઓને બંચાવી લેવાનો ઘણો ઉત્તમ ખવાસ હતો, તેમજ નમનતાઈ, દયા, હિંમત, તથા સખાવતના ગુણો એકસરખી રીતે હતાં."

છેલ્લું તેઓના ધર્મ ગુરૂઓ ઘણા કાબેલ, દાનાવ, સમજુ, તથા આપઅખત્યાર હતા. પાદશાહો પોતે પણ ધર્મગુરૂઓની સલાહ લેતા હતા, તથા તેઓથી કાંઈ આડું કામ બનેતો ધર્મગુરૂઓ તેની સાંમે વાંધો

લેતા હતા. તેઓ પોતાના જજમાનોને ધર્મ સંબંધી રાહપર બોધ આપી નીતિના માર્ગ ઉપર ચલાવતા હતા.

મારી પ્યારી દીકરી, આ બે પત્રોમાં મેં તમારી ઉપર ઈરાન દેશનું, તથા ત્યાંના લોકોનું થોડુંએક વર્ણન લખી મોકલ્યુંછે. હવે આવતા પત્રથી હું તમારી ઉપર ઈરાન દેશની તવારીખ લખવાને શરૂ કરીશ.

હું છું તમારો વાહાલો બાપ.

---

### સવાલો.

ઘણાજ પુરાતમ વખતમાં ઈરાનીઓ કેવી હાલતમાં હતા, તથા પાછલથી તેઓની હાલત કેવી થઈ હતી? ક્યા વંશના પાદશાહોના વખતમાં ઈરાન દેશ જાહોજલાલી ભર્યું થઈ ગયું હતું? અસલી ઈરાનીઓ કોણને માનતા હતા, તથા કોણની બંદગી કરતા હતા? પેગંબર જરથોશ્ત કોણના વખતમાં જાહેર થયો હતો? જરથોશ્તના ધર્મની મુખ્ય મતલબ શું છે, તથા તેનું મૂળ તત્વ ક્યા ત્રણ શબ્દોમાં આવી રહ્યુંછે? જરથોશ્તના લાવેલા ધર્મને બીજાં ક્યાં નામથી ઓળખેછે? અસલી ઈરાનીઓ કેવા હતા, તથા પોતાના પાદશાહો સાથે કેવી રીતે ચાલતા હતા? તેઓ શામાં ખપવું માન ભર્યું સમજતા હતા? તેઓ પોતાનાં બચ્ચાંને બાળપણથી શું શિખવતા હતા? તેઓ સ્ત્રીઓને કેવી રીતે ગણતા હતા, તથા તેઓ પણ જાતે કેવી હતી? તેઓમાં બાળલગ્નનો રેવાજ હતો કે નહિં? અસલી ઈરાનીઓમાં ક્યા ગુણો ઘણા સરસ હતા? તેઓના ધર્મગુરૂઓ કેવા હતા?

---

## પત્ર ૩ જો.

**મારી પ્યારી દીકરી,**

મારા છેલ્લા બે પત્રોમાં મેં તમારી ઉપર ઈરાન દેશનું તથા ત્યાંના લોકોનું ટુક વર્ણન લખી મોકલ્યું હતું, અને હવે ત્યાંની તવારીખને લગતી બિના લખવાને શરૂ કરૂં છું તે તમો ધ્યાન દેઈ વાંચજો.

ઈરાન દેશમાં પેહેલ વેહેલું **પેશદાદયાન** વંશે રાજ્ય કીધું હતું. યાદ રાખજો કે તે વખતે **ઈરાન** દેશ તે હાલનું **ઈરાન** નહિ, પણ અસલનું ઈરાનવેજ કે જેને **આઈર્યનેમ-વએજો** કરી કેહેછે તે જાણવું. આ **ઈરાનવેજ** ક્યાં હતું તે હજુ સુધી ચોકસ જણાયું નથી, પણ કેટલાએક વિદ્વાનોના ધાર્યા પ્રમાણે તે "**સોગદિયાનાની ઈશાન કોણે બીલરટાગના** પહાડો આગલ કે જ્યાંથી **ઓકસસ** અને

જકઝારતિસ નદીઓ વેહેછે ત્યાં હોવું જોઈએ." પેશદાદયાન વંશનો પેહેલો પાદશાહ **કયોમર્સ** કરી હતો, કે જેને ગેલશાહ એટલે જમીનનો પાદશાહ કરીને પણ કેહેતા હતા. એના વખતમાં લોકો ઘણી જંગલી હાલતમાં હતા, અને પહાડોની કઢણો તથા જંગલોમાં વસ્તા હતા. એને ત્યાં **સિયામક** નામે એક સોહામણો તથા લડાયક દીકરો હતો. એ પોતાની રૈયતના લોકોને આસ્તે આસ્તે સુધારાપર લાવ્યો હતો, પણ કેટલાએક લોકો જેઓ જંગલી હાલતમાંજ રહી ગયા હતા તેઓ વારેઘડીએ એનાં રાજ્ય ઉપર હુમલા કર્યા કરતા હતા. આ લોકોને દેવો કરી કેહેતા હતા. એક વેળા **કયોમર્સે** તેઓની સાંમે લડવાને પોતાના દીકરાને મોકલ્યો. તે તેઓની સાથની લડાઈમાં માર્યો ગયો, જેથી **કયોમર્સ** ઘણો ગમગીન થયો અને તેના શોકમાં બેઠો. **સિયામકનો હુશંગ** નામે એક દીકરો હતો, કે જેને **કયોમર્સે** પાછલથી પેલા દેવ લોકોની સાંમે તેના બાપનો કીનો લેવા માટે લડવાને મોકલ્યો. **હુશંગે** તેઓ સાથે લડી તેમને હરાવ્યા. ત્યારબાદ **કયોમર્સ** પોતાની બલ્ખની રાજધાનીમાં જઈ રહ્યો અને ત્યાં થોડુંકમાં મરણ પામ્યો.

એની પછી **હુશંગે** રાજ ચલાવ્યું હતુ. એ પાદશાહ ઘણો બુદ્ધિવાન હતો. એના વખતમાં લોઢું, આતરા, વિગેરેની શોધ થઈ હતી. એવું કેહેછે કે "એક દીવસે એ પાદશાહ જંગલમાં ફરતો હતો તેવામાં તેણે એક સાંપ દીઠો; તે સાંપ ઉપર તેણે એક પથ્થર ફેંક્યો, કે જે તે સાંપને લાગ્યાને બદલે એક બીજા પથ્થર સાથે અથડાયો, અને તે માહેથી આતશની ચિનગારી ઉડી પાસે કચરા તથા કાંટામાં પડી, જેથી તે સળગી આતશ રોશન થયો, અને પેલો સાંપ તેમાં બળી મુવો. આ આતશને શેહેરમાં લાવી એક ગુંબજમાં મેલ્યો, અને તેનો કેબલો કરવા લોકોને ફરમાવ્યું, તથા તે દિવસે એક મોટું જશન કીધું." **જાવેદાને ખેરદ** એવે નામનું એક પુસ્તક એણે લખ્યું હતું. એનાં મરણ પછી એનો દીકરો **તેહમુરસ** ઈરાનનાં તખ્ત ઉપર આવ્યો હતો.

**તેહમુરસે** તખ્ત ઉપર આવતાંને વાર સઘલા મોબેદો, દાનાવો, તથા સિપાહોને બોલાવીને કહ્યું કે "આ તખ્ત, તાજ, ગોરજ અને કોલાહને લાયકનો હું થઈશ; બદીનો રસ્તો હું ધોઈ નાખીશ; અને ત્યાં નેકીનો રસ્તો હું બાંધીશ; હર જગાએથી દેવોને ઓછા કરીશ; અને તેમને બાંધીશ," ઈત્યાદિ શબ્દો કહી પોતે તખ્ત લીધું. એના વ-

ખતમાં પણ હુનર સંબંધી થોડો ઘણો સુધારો થયો હતો, તથા એણે કેટલાંએક જાનવરો પણ પાલ્યાં હતાં. એ પાદશાહનો શિદાસ્પ નામે એક ઘણો દાનાવ તથા સમજુ દસ્તૂર હતો, જેની સલાહથી એ પોતાનાં સઘલા કામકાજો કરતો હતો. એના વખતમાં પણ પેલા જંગલી (દેવ) લોકોએ પાછી ઈરાન ઉપર ચઢાઈ કીધી હતી. તેઓની સાંમે એ બહાદૂરીથી લડ્યો, અને તેઓમાના બે સરદારોને પકડીને બાંધ્યા તથા બાકીના કેટલાએકોને મારી નાખ્યા. આથી એ પાદશાહને તેહેમુરસ દેવબંદ એટલે દેવોને બાંધનારો કરીને પણ કેહેછે. એનાં મરણ પછી એનો નબીરો જમશેદ ઈરાનનાં તખ્ત ઉપર બેઠો હતો. તેનાં રાજ્યનું વર્ણન હવે પછીના પત્રમાં હું તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

### સવાલો

ઈરાન દેશમાં પેહેલ વહેલું રાજ્ય ક્યા વંશે કર્યું હતું? ઈરાન દેશ તે ક્યો, હાલનો કે કોઈ બીજો? પેશદાદયાન વંશનો પેહેલો પાદશાહ કોણ હતો તથા તેને બીજો શું એલકાબ હતો? કયોમર્સના વખતમાં લોકો કેવી હાલતમાં તથા ક્યાં વસ્તા હતા? એના દીકરાનું નામ શું તથા તે કેવો હતો? એનાં રાજ્ય ઉપર વારેઘડીએ કોણ હુમલો કરતા હતા? એ દેવો એટલે કોણ? કયોમર્સે તેઓની સાંમે લડવાને કોણને મોકલ્યો હતો? આ લડાઈમાં કોણ માર્યું ગયું હતું? કયોમર્સે તેનો કીનો લેવા માટે કોણને મોકલ્યો હતો? હુશંગે તેમને શું કર્યું હતું? પછી કયોમર્સ ક્યાં જઈ રહ્યો હતો? એની પછી એનું રાજ્ય કોણને મળ્યું હતું? હુશંગ પાદશાહ કેવો હતો, તથા તેના વખતમાં શાની શોધ થઈ હતી? આતશની શોધ કેમ થઈ હતી? હુશંગ પાદશાહે કયું પુસ્તક લખ્યું હતું? એની પછી એનું રાજ્ય કોણને મલ્યું હતું? તેહેમુરસે તખ્ત ઉપર આવતાંવાર કોણની આગલ અને શું ભાષણ કીધું હતું? એ કોણની સલાહથી પોતાનાં સઘલાં કામકાજો કરતો હતો? એના વખતમાં કોણે પાછી ઈરાનઉપર ચઢાઈ કીધી હતી? તેઓની સાંમે એણે શું કીધું હતું? આ ઉપરથી એને ક્યાં નામથી ઓળખેછે? તેહેમુરસ-દેવબંદ એટલે શું? તેહેમુરસની પછી ઈરાનનાં તખ્ત ઉપર કોણ આવ્યું હતું?

---

## પત્ર ૪ થો.

**મારી પ્યારી દીકરી,**

હું ધારૂં છું કે હું જે કાંઈ તવારીખ તમારી ઉપર લખી મોકલું છું તેપર તમે સારૂં ધ્યાન આપતાં હશો, અને ઈરાનના

અસલી પાદશાહો વિષે હજુ વધારે જાણવાને તમો ઇચ્છા રાખતાં હશો. જે પાદશાહ વિષે આ-પત્રમાં હું તમારી ઉપર લખવા માગુંછું તે નામીચો પાદશાહ **જમશેદ** છે. એ **વીવંઘાનો** દીકરો, તથા **તેહેમુરસ** પાદશાહનો નબીરો હતો. એણે તખ્ત ઉપર આવતાંને વાર રાજદ્વારી, સંસાર સંબંધી તથા ધર્મસંબંધી ઘણાએક સુધારા કીધા હતા, તથા પોતાની રૈયતને ચાર ટોળામાં વેહેંચી નાખી હતી. તેમાં પેહેલો **અથોરનાન** ટોળો કે જેમાં દાનાવો તથા દીનદારો હતા; બીજો **રથએશતાર** કે જેમાં પેહેલવાનો તથા સિપાહો હતા; ત્રીજો **વાસ્ત્રિયોસ** કે જેમાં ખેડુતો હતા; અને ચોથો **હુતોખશ** કે જેમાં કારીગરો હતા.

**જમશેદ** પાદશાહે **તખ્ત-જમશેદ** કરી એક શેહેર બંધાવ્યું હતું. એવું કેહેછે કે જે દિને તે બંધાઈ રહ્યું તે દિને સૂર્યનો મેષ રાશિમાં દાખલ થવાનો દિવસ હતો. તે દિવસે **જમશેદ** ધામધુમથી તે શેહેરમાં પોતાનાં તખ્ત ઉપર બેઠો, અને તે દિવસને **જમશેદી-નોરોજ** કરી નામ આપ્યું, કે જે આપણામાં આજ લગણ કાયમછે. આ નોરોજની ક્રિયા દર વર્ષે છ દાહડા લગણ ખુશી ખુશાલી સાથે કરવામાં આવતી હતી.

**જમશેદ** પાદશાહે બીજા ઘણાએક સુધારા કર્યા હતા, તથા એની રૈયતે એનાં રાજ્યમાં ઘણું સુખ ભોગવ્યું હતું. પણ મગરૂબીએ એનો નાશ કીધો. એણે પોતે જે આટલાં બધાં કામો કર્યાં હતાં તે ઉપરથી ઘણોજ મગરૂબ થવા લાગ્યો અને પોતાના લોકો કનેથી ખોદાઈ માન માગ્યું. કેટલાએક લોકને તેથી ગોસ્સો ઉપજ્યો, અને તેઓએ તેથી **જુહાક** નામના એક પારકા મુલકના પાદશાહને ઉસ્કેરીને ત્યાં બોલાવ્યો. આથી **જમશેદ**ને નાસી જવાની ફરજ પડી, અને તે **સિસ્તાન**, **હિંદુસ્થાન**, તથા **મહાચીન**ના મુલકો તથા જંગલોમાં ભટકતો ફર્યો. **જુહાકે** તેને પકડી આપનારને મોટું ઇનામ આપવાનું જાહેર ક-કર્યાથી આખરે એ તેના હાથમાં પકડાયો અને માર્યો ગયો.

મારી પ્યારી દીકરી, તમોએ આ ઉપરથી જોયું હશે કે મગરૂબીથી માણસનો કેવો નાશ થાયછે, માટે તમોએ કદી પણ તમારી સારી હાલત ઉપર મગરૂબ થવું નહિ, પણ સર્વ સાથે હળીમળીને નમનતાઇથી ચાલવું. આવતા પત્રમાં હું તમારી ઉપર **જુહાક**નાં રાજ્યનું વર્ણન લખીશ.

**હું છું તમારો વાહાળો બાપ.**

## સવાલો.

જમશેદ પાદશાહ કોણનો દીકરો હતો? એણે તખ્ત ઉપર આવ્યા પછી ક્યા ક્યા સુધારા કર્યા હતા? એણે પોતાની રૈયતને કેટલા ટોળામાં વેહેંચી નાખી હતી? એ ચારે ટોળામાં કોણ કોણ હતા? જમશેદ પાદશાહે ક્યું શેહેર બંધાવ્યું હતું? એ શેહેર બંધાઈ રહ્યું તે દિને કયો દિવસ હતો? તે દિને જમશેદે શું કીધું હતું? એ દિવસને આજ લગણ આપણે ક્યાં નામથી ઓળખીએ છિયે? નોરોજની ક્રિયા દર વર્ષે કેટલા દિવસ લગણ કર્યામાં આવતી હતી? જમશેદ પાદશાહનો નાશ શાથી થયો હતો? એણે શા માટે મગરૂરી કીધી હતી? આથી એની રૈયતના લોકોએ કોણને પોતાનાં દેશ ઉપર બોલાવ્યો હતો? જમશેદ નાસીને ક્યાં ગયો હતો? પછી એ કેમ માર્યો ગયો હતો?

---

# પત્ર ૫ મો.

મારી પ્યારી દીકરી,

મારા છેલ્લા પત્રમાં મેં જમશેદની પાદશાહીની બીના લખી હતી, અને તે ઉપરથી તમે જોયું હશે કે તેની પછી ઇરાનનાં તખ્ત ઉપર જોહાક બેઠો હતો. એ મર્દાસ નામના એક પાદશાહનો દીકરો હતો. તખ્ત ઉપર આવતાંને વાર એ પોતાની રૈયત ઉપર ઘણો જુલમ તથા ઘાટકીપણું ગુજારવા લાગ્યો, અને જમશેદનાં કુટુંબનો નાશ કરી તેના આતબીન નામના એક ભાઇને મારી નખાવ્યો, આતબીનની ફ્રાનક નામે ઓરત હમેલદાર હોવાથી તે અલબુરજના પહાડ ભણી નાસી ગઈ, અને ત્યાં તેણે એક દીકરાને જન્મ આપ્યો. તથા તેનું નામ ફ્રેદુન કરી રાખ્યું. ત્યારબાદ એક રાત્રે જોહાકને એવો સ્વપ્નો આવ્યો કે ફ્રેદુન નામનો એક શખ્સ તેને મારી નાખી ઇરાનનાં તખ્ત ઉપર બેસશે. આ ઉપરથી તેને ઘણીજ ધાસ્તી લાગી, અને તે એકગમથી ફ્રેદુનની શોધ કરવા મંડ્યો, તથા બીજીગમથી એક દસ્તાવેજ બનાવી તેપર પોતાને કબુલ રાખવા સારૂ લોકો પાસે સહી કરાવી લીધી; પણ કાવા નામના એક બહાદૂર લુહુવારે તે ઉપર સહી કીધી નહિ, અને તે ફાડી નાખ્યો; પછી પોતાનાં પેહેરણમાંથી એક ઝુંડો બનાવી તે સઘલે ઠેકાણે ફ્રેદુનને નામની પોકાર મારી ઘણાં લોકોને પોતાની તરફેણમાં લઇ ફ્રેદુનને શોધી લાવ્યો. ફ્રેદુને તેઓની સાથે મળી જઇ જોહાક ઉપર ચઢાઇ કરી તેને હરાવ્યો, અને પોતે તખ્ત ઉપર બેઠો.

મારી પ્યારી દીકરી, તમોએ જુહાક પાદશાહના ઉપલાં ટુક વર્ણન ઉપરથી જોયું હશે કે જુલમી રાજાઓ પોતાની પ્રજાને કેવા આંખના પાટા જેવા થઇ પડેછે અને તે તેના જુલમ તથા ઘાટકીપણાંથી કંટાળી જઈ તેનો કેવો નાશ કરેછે. આપણને ઇશ્વરનો આભાર માનવો જોઈએ કે હાલમાં આપણ કોઇ જુહાક જેવા જુલમીના રાજ્યમાં નથી, પણ વિક્ટોરિઆ રાણીનાં અપક્ષપાત અને અદલ રાજ્યમાં સુખ ભોગવીએ છીએ, અને ઉમેદ રાખીએછિયે કે તે રાજ્ય આપણા ઉપર ઘણું સુધી કાયમ રેહે.

ફ્રેદુને તખ્ત ઉપર બેઠા પછી જુહાકના વખતનની સઘલી બદીઓ શેહેરમાંથી દુર કીધી તથા સઘલા લોકોને અદલ ઈનસાફ આપવા લાગ્યો. એને સેલમ, તુર, અને એરચ એવે નામના ત્રણ દીકરા હતા, અને તે ત્રણેને એણે પોતાની હેયાતીમાંજ પોતાનાં રાજ્યના ત્રણ ભાગ કરી વેહેંચી આપ્યા હતા. તેમાં સેલમને મહાચીન તથા પૂર્વ તરફના બીજા મુલકો આપ્યા; તુરને તુરાનનો મુલક; અને એરચને પોતાનું ઈરાનનું રાજ્ય આપ્યું. આથી પેલા બન્ને વડા ભાઈઓને તેની અદેખાઇ આવી કે તેઓના બાપે પોતાના સૌથી નહાના દીકરાને ઈરાનનો આબાદ તથા ફલવંત મુલક આપ્યો, અને તેથી તેઓએ પોતાના બાપ ઉપર એક કાસેદ પાસે એવું કેહેવડાવ્યું કે "તેં અમોને તારા મુલકો વેહેંચી આપવામાં ઘણી ગેરઈનસાફી કીધીછે, તેટલા માટે અમો પૂર્વ તથા ઉત્તર તરફનાં લશ્કરને લઈને ઈરાન તથા એરચને પાયમાલ કરીશું." જયારે ફ્રેદુને આ પેગામ સાંભળ્યો ત્યારે તે પોતાના બન્ને પાપી દીકરાઓપર ઘણોજ ગુસ્સે થયો, અને એરચને તે વાતની ખબર પડ્યાથી તે પોતાના બાપને થંડો પાડી તેની તરફથી પેગામનો જવાબ લેઈ પોતાના બન્ને ભાઈઓને સમજાવવા ગયો; પણ તેઓએ તેનું કાંઈ સાંભલ્યું નહિ, અને તેને મારી નાખી તેનું સર પોતાના બાપ આગલ મોકલ્યું. ફ્રેદુને જેવું તે જોયું તેવોજ તુરત બેહોશ થઇ ગયો, અને પછી ગમગીનીથી પોતાના બન્ને પાપી દીકરાઓને શ્રાપ દીધા.

હવે પ્યારી દીકરી, તમે જુવો કે પેલા બન્ને ભાઈઓએ પોતાના જઈફ પિતાને આથી કેટલુંબધું દુ:ખ દીધું કેહેવાય; કોઈ પણ મા બાપને ઘેર એવાં દુષ્ટ છોકરાં નહિ અવતરે તો બેહતર. છોકરાંઓએ પોતાનાં મા બાપ સાથે કવી ચાલ ચલાવવી જોઈએ. તથા તેઓની

પોતાનાં માવતર તરફ શું ફરજછે, તે હું ધારૂંછું કે તમો સારી પેઠે સમજોછો, માટે હિયાં તે વિષે વધારે લખવાની કાંઈ જરૂર નથી.

હવે એરચની પરીચેહેર નામની એક દીકરી હતી, અને તે ફ્રેદુનના ભત્રિજા પશંગ સાથે પરણેલી હતી. તેણીએ મનોચેહેર નામના એક દીકરાનો જન્મ આપ્યો કે જેને ફ્રેદુને પોતાની સાથે રાખી લાયક રીતે તાલીમ આપી હતી, તથા જ્યારે તે ઉમરે પોહોંચ્યો ત્યારે તેને કેટલુંએક લશ્કર આપી સેલમ તથા તુરની સાંમે એરચના કીનાને માટે લડવાને મોકલ્યો. મનોચેહેરે તે બન્ને સાથે લડી તેઓને મારી નાખ્યા, અને તેમના મુલકો હાથ કરી પાછો ફ્રેદુનની પાસે ગયો. ફ્રેદુને તેને પોતાની પાસે બેસાડી પોતાને હાથે તેનાં માથાં ઉપર તાજ મેલ્યું. ત્યારબાદ થોડા વખતમાં ફ્રેદુન મરણ પામ્યો. એણે મનોચેહેરને નીચલી શિખામણ દીધી હતી.

"તારી તવારીખનાં દરેક પાનાં દાખલ તું તારી જીંદગીના દરેક
"દાહડાને ગણજે, અને તેથી સંભાળ રાખજે કે જેખી ચીજ તેપર
"લખાય તેહેવી નહિ હોય કે હવે પછીની ઓલાદને તેથી શરમાવવું પડે."

આ પત્ર લંબાણ થવાથી મનોચેહેરનાં રાજ્યની બીના આવતા પત્રમાં તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

જમશેદ પછી ઈરાનનાં તખ્ત ઉપર કોણ આવ્યું હતું? જોહાક કોણનો દીકરો હતો? એણે પોતાની રૈયત સાથે કેવી ચાલ ચલાવી હતી? એણે જમશેદના કુટુંબના કયા શખ્સને મારી નખાવ્યો હતો? આ આતબીનની ઓરત ક્યાં નાસી ગઈ હતી? ત્યાં તેણીને પેટે કોણ અવતર્યો હતો? તેનું નામ શું રાખ્યું હતું? ત્યારબાદ જોહાકને શું સ્વપ્નો આવ્યો હતો? આથી જોહાકે શું કીધું હતું? એ દસ્તાવેજ ઉપર કોણે સહી નહિ કીધી હતી? પછી કાવાએ શું કીધું હતું? ફ્રેદુને તેઓ સાથે મળી જાઈ જોહાકને શું કીધું હતું? પછી જોહાકનાં તખ્ત ઉપર કોણ બેઠું હતું? ફ્રેદુને તખ્તપર આવ્યા પછી કેવી રીતે રાજ્ય ચલાવવા માડયું હતું, તથા એને કેટલા દીકરા હતા? આ ત્રણે દીકરાઓને એણે પોતાનાં રાજ્યના કયા કયા ભાગો વેહેંચી આપ્યા હતા? એનું પરિણામ શું નિપજ્યું હતું? તેઓએ પોતાના બાપપર કાસેદ પાસે શું કેહેવડાવ્યું હતું? ફ્રેદુને તે સાંભળી શું કર્યું હતું? તેની તરફથી તે પેગામનો જવાબ કોણ લઈ ગયું હતું? તેઓએ એર-

અને શું કીધું હતું? એરચનું કોઈ વારેસ હતું કે નહિ? પરીચેહેર કોણની સાથે પરણેલી હતી? પરીચેહેરના દીકરાનું નામ શું હતું? **મનોચેહેર**ને કોણ સાથે રાખ્યો હતો? **ફ્રેદુને** તેને ઉમરે પુગ્યા પછી ક્યાં લડાઈ કરવા મોકલ્યો હતો? તે લડાઈમાં **મનોચેહેરે** શું કીધું હતું? આથી **ફ્રેદુને** તેને શું કીધું હતું? **ફ્રેદુને** મરતી વેલા **મનોચેહેર**ને શું શિખામણ દીધી હતી?

# પત્ર ૬ ઠો.

**મારી પ્યારી દીકરી,**

મેં સાંભલ્યુંછે કે હું જે તવારીખ તમારી ઉપર લખી મોકલુંછું તે ઉપર તમો સારૂં ધ્યાન આપોછો, માટે હું ઈરાનના અસલી પાદશાહો વિષે તમારી ઉપર વધારે લખી મોકલુંછું. છેલ્લા પત્રમાં તમોએ જોહાક તથા **ફ્રેદુન**નાં રાજ્ય વિષે વાંચ્યું, અને હવે તેમની પછીના પાદશાહ **મનોચેહેર** વિષે આ પત્રમાં હું લખુંછું. **મનોચેહેરે** તખ્ત ઉપર આવતાંને વાર ઈનસાફ તથા દાનાઈથી રાજ્ય ચલાવવા માડયું હતું. એના વખતમાં **સામ-નરીમાન**ને ત્યાં **જાલ**નો જન્મ થયો હતો. આ **સામ-નરીમાન** કોણ હતો તે વિષે હું ધારૂંછું કે તમો અજાણ્યાં હશો. એ જમશેદ પાદશાહની ઓલાદના **કેરેસાસ્પ** નામના નામીચા પેહેલવાનનો નબીરો હતો, અને એણે તથા એની ઓલાદે પોતાની સઘલી ઉમર ઈરાનનાં રાજ્યની સેવા બજાવવામાં કાહાડી હતી. ઉપલો **જાલ** પેહેલવાન કાબુલના પાદશાહની રોદાબે નામની એક દીકરી સાથે પરણ્યો હતો, અને તેને પેટે નામીચા પેહેલવાન **રૂસ્તમ**નો જન્મ થયો હતો. આ **રૂસ્તમ**નાં કૌવત વિષે ઈરાનની તવારીખ લખનાર નામીચો શાએર **ફેરદોસી** ઘણું લંબાણથી બયાન કરેછે.

**મનોચેહેર** પાદશાહને **નોજર** નામનો એક દીકરો હતો. તેને મરતી વેલાએ તેણે કેટલીએક શિખામણો આપી હતી, તથા **સામ** અને **જાલ**ની દરેક કામમાં સલાહ લેવાને ભલામણ કીધી હતી.

**નોજરે** પોતાના બાપનું તખ્ત લીધા પછી તેની શિખામણો ઉપર કાંઈ ધ્યાન આપ્યું નહિ, અને રાજ્યનો કારોબાર તે સઘલો માઠી રીતે ચલાવવા લાગ્યો. આવી હાલત જોઈને **ફ્રેદુન**ના દીકરા **તુર**નો નબીરો **પશંગ** કે જે **તુરાન**નો પાદશાહ હતો તેણે પોતાના દીકરા **અફ્રાસ્યાબ**ની સરદારી હેઠલ એક લશ્કર ઈરાન ઉપર ચઢાઈ કરવાને મોકલ્યું. **અફ્રા-**

સ્યાબે ત્રણવાર નોજર સાથે લડાઈ કરી, અને અંતે તેને હરાવ્યો. આ ઉપરથી નોજર ત્યાંથી નાસી ગયો અને અફ્રાસ્યાબ ઈરાનનાં તખ્ત ઉપર બેઠો. આ ખબર જાલને થતાંનેવાર તે અફ્રાસ્યાબની સાંમે લડવાને આવ્યો, અને તેને ઈરાનનાં તખ્ત ઉપરથી ઉઠાડી જુ નામના પાદશાહ મનોચેહેરની ઓલાદના એક શખ્સને પાદશાહી આપી.

જુએ ટુક મુદતમાં ઘણી સારી રીતે રાજ્ય ચલાવ્યું. એને કેરેસાસ્પ નામે એક દીકરો હતો. તેનું રાજ્ય ઘણું ટુકું હોવાથી તેમાં કાંઈ જાણવાજોગ બનાવો બન્યા હતા નહિ.

જુનાં મરણ પછી કેરેસાસ્પ તેનાં તખ્ત ઉપર આવ્યો હતો. તેનાં રાજ્યમાં વળી અફ્રાસ્યાબે ઈરાન ઉપર ચઢાઈ કીધી હતી, પણ એ પોતે નબળો હોવાથી તેની સાંમે થઈ શક્યો નહિ, તેથી તેની રૈયતે જાલને તેની સાંમે થવાને અરજ કીધી. જાલે પોતાના દીકરા રૂસ્તમને તેની સાથે લડવાને મોકલ્યો. રૂસ્તમે લડીને તેને હરાવ્યો. પછી જાલે રૂસ્તમને અલ્બુર્ઝના પહાડ ઉપર મનોચેહેર પાદશાહની ઓલાદનો કએકોબાદ નામે જે એક શખ્સ રેહેતો હતો તેને બોલાવવાને મોકલ્યો. રૂસ્તમે ત્યાં જઈ કએકોબાદને સઘલી ઈરાનનાં રાજ્યને લગતી કેફીઅત કહી, અને તેને ત્યાં બોલાવી લાવીને ઈરાનનું રાજ્ય સોંપ્યું.

કએકોબાદના ઈરાનનાં તખ્ત ઉપર આવ્યાથી પેશદાદયાન વંશની આખરી આવી. અને કયાની વંશનું રાજ્ય શરૂ થયું. આવતા પત્રમાં કએકોબાદનાં રાજ્યનું વર્ણન તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

મનોચેહેરે કેવી રીતે રાજ્ય ચલાવવા માંડયું હતું? એના વખતમાં કોણનો જન્મ થયો હતો? સામ—નરીમાન કોણ હતો? જાલ કોણની સાથે પરણ્યો હતો? આ જોડાંથી ક્યા નામીચા પેહેલવાનનો જન્મ થયો હતો? મનોચેહેરેના દીકરાનું નામ શું હતું? મરતી વેળાએ મનોચેહેરે નોજરને કોણની સલાહ પ્રમાણે ચાલવાની ભલામણ કીધી હતી? નોજરે રાજ્યનો કારોબાર કેવી રીતે ચલાવવા માડયો હતો? આથી કોણે ઈરાન ઉપર ચઢાઈ કરવા લશ્કર મોકલ્યું હતું? અફ્રાસ્યાબે નોજરને શું કીધું હતું? આથી ઈરાનનું તખ્ત કોણે લીધું હતું? અફ્રાસ્યાબને ઈરાનનાં તખ્ત ઉપરથી કોણે ઉઠાડયો હતો? જાલે તેની જગાએ કોણને તખ્ત ઉપર બેસાડયો હતો? જુએ કેવીરીતે રાજ્ય ચલાવ્યું

હતું? એનાં મરણ પછી એનું રાજ્ય કોણને મળ્યું હતું? કેરેસાસ્પનાં રાજ્યમાં વળી કોણે પછી ઇરાન ઉપર ચઢાઈ કીધી હતી? એ પોતે તેની સાંમે થયો હતો કે નહિ? ત્યારે તેની સાંમે કોણ થયું હતું? રૂસ્તમે તેને શું કીધું હતું? પછી જાલે રૂસ્તમને ઇરાનનાં તખ્ત ઉપર બેસાડવા માટે કોણને બોલાવવા મોકલ્યો હતો? ઇરાનનાં તખ્ત ઉપર કએકોબાદના આવ્યાથી કયા વંશની આખરી આવી, અને કયા વંશનું રાજ્ય શરૂ થયું?

---

# પત્ર ૭ મો.

મારી પ્યારી દીકરી,

મારા છેલ્લા પત્રમાં પેશદાદયાન વંશના પાદશાહોની બીના પુરી થઇછે, અને તમો જાણતાં હશો કે તેમની પછી ઇરાનમાં કયાની વંશના પાદશાહોએ રાજ્ય કર્યું હતું. એ વંશનો પેહેલો પાદશાહ કએકોબાદ હતો કે જેને વિષે તમોએ મારા ગયા પત્રમાં વાંચ્યું હશે. તે પાદશાહ મનોચેહેરની ઓલાદનો હતો, અને તેને અલબુરજના પહાડ ઉપરથી જાલે પોતાના દીકરા રૂસ્તમ પાસે તેડાવી મંગાવી ઇરાનનું રાજ્ય સોંપ્યું હતું. એના તખ્ત ઉપર આવ્યા પછી અફ્રાસ્યાબે જહુન નદી ઓળંગી પાછી ઇરાન ઉપર ચઢાઈ કરી. આ લડાઇમાં ઇરાનીઓની સરદારી રૂસ્તમે લીધી, અને તેમાં અફ્રાસ્યાબને તથા તેનાં લશ્કરને મોટી હાર ખવાડી. આ ઉપરથી અફ્રાસ્યાબે પોતાના બાપને આ લડાઈ બંધ કરવાને ભલામણ કીધી, તેથી તેના બાપે કએકોબાદ ઉપર સુલેહ કરવાનો પેગામ મોકલ્યો. કએકોબાદે તે કબુલ કીધું, અને તે બન્ને રાજ્યો વચ્ચે એવી રીતે સુલેહના કોલકરારો થયા કે "બન્ને રાજ્યવાળાઓએ જહુન નદીની હદ લગણ પોતપોતાનો કાબુ રાખવો." કએકોબાદને પેટે કાવુસ, કએપસીન, કયારેશ, અને કએઆર્મીન એવે નામના ચાર દીકરા હતા. તેમાં કાવુસ વડો હોવાથી તેને પોતાના બાપનાં મરણ બાદ ઇરાનનું રાજ્ય મળ્યું.

કાવુસે તખ્ત ઉપર આવતાનેવાર પેહેલી લડાઇ માજીનદ્રાનના મુલક ઉપર કીધી. ત્યાંના પાદશાહે તેને હરાવી કેદ કર્યો. આ ખબર જ્યારે ઇરાનમાં પોહોચી ત્યારે જાલે રૂસ્તમને એક લશ્કર આપી તેને છોડવવા મોકલ્યો. રૂસ્તમે માજીનદ્રાન જઇ ત્યાંના પાદશાહને મારી નાખ્યો, અને કાવુસને બંદીખાનેથી છોડવ્યો.

ત્યારબાદ હુમાવીરાનના પાદશાહે તેને કાંઇ દગલબાજીથી પોતાને દેશ બોલાવી ત્યાં કેદ પકડ્યો, કે જ્યાંથી પણ રૂસ્તમે તેને છોડાવ્યો.

પછી કાવુસે પોતાના સ્યાવક્ષ નામના દીકરાને અફ્રાસ્યાબની સાંમે લડવાને મોકલ્યો. અફ્રાસ્યાબે તેની સાથે સલાહ કીધી, અને પોતાની ફીરંગીસ નામની દીકરી સાથે તેને પરણાવ્યો. થોડીક મુદતે પોતાના ભાઇ ગરસીવજ તથા બીજાઓના જુઠું સમજાવ્યા ઉપરથી અફ્રાસ્યાબે સ્યાવક્ષને મારી નખાવ્યો. આ વેળા ફીરંગીસ ગર્ભવંતી હોવાથી અફ્રાસ્યાબને એક રાત્રે એવો સ્વપ્નો આવ્યો કે "તેની દીકરીને એક દીકરો અવતરશે તે તેનું રાજ્ય લેશે, તથા તેને મારી નાખશે." આ ઉપરથી તેણે ફીરંગીસને જેવું બાળક જન્મે તેવુંજ તેને મારી નાખવાનો પોતાના વજીર પીરાનને હુકમ કીધો. પીરાન ઘણો દયાળુ તથા સમજુ હોવાથી તેણે ફીરંગીસને જેવો દીકરો જન્મ્યો તેવોજ તેને એક ભરવાડને સોંપ્યો. તે ભરવાડે તેને ઉંચા દરજાની તાલીમ આપી તથા તેનું નામ કએખુસરૂ રાખ્યું. ત્યારબાદ થોડી મુદત રહીને અફ્રાસ્યાબને ખબર પડી કે તેની દીકરીનો દીકરો હૈયાતછે, તેથી તેણે તે વિષે પીરાનને પુછ્યું. પીરાને કહ્યું કે તેને પહાડ ઉપર પડેલો એક ભરવાડે જોયો તેથી તેણે તેની દયા લાવી તેને ઉંચકી લઇ પાલ્યોછે, પણ તે છોકરો ઘણો મૂર્ખછે. આથી અફ્રાસ્યાબે તેને બોલાવી મંગાવ્યો, અને તેણે પીરાનના શિખવ્યા પ્રમાણે તેના સવાલોના સઘલા બેવકૂફી ભર્યા જવાબો આપ્યા, જેથી અફ્રાસ્યાબે તેને માફી બક્ષી.

હવે જ્યારે સ્યાવક્ષનાં મરણની ખબર ઈરાનમાં પડી, ત્યારે કાવુસ તેથી ઘણો ગમગીન થયો, અને અફ્રાસ્યાબ ઉપર તેનું વેર લેવા માટે એક મોટું લશ્કર રૂસ્તમની સરદારી હેઠલ મોકલ્યું. અફ્રાસ્યાબે તેની સાંમે ૩૦,૦૦૦ માણસોનું એક લશ્કર પોતાના દીકરા સુરખેની સરદારી હેઠલ મોકલ્યું. આ લશ્કરને રૂસ્તમના દીકરા ફ્રામર્જે હરાવ્યું અને સુરખેને મારી નાખ્યો. આથી અફ્રાસ્યાબે પોતે સરદારી લીધી, પણ તેમાંબી તેની હાર થઈ, અને નાસી જવાની ફરજ પડી. આ વેલા તેણે કએખુસરૂને મારી નાખવાનો હુકમ કીધો, પણ પીરાનના પાછા વચ્ચે પડ્યાથી તેને દેશનીકાલ કર્યો.

હવે કએખુસરૂની શોધને માટે કાવુસે ગામેગામે માણસો મોકલ્યાં હતાં; પણ ગેવ નામનો એક ઈરાની પેહેલવાન કે જે પાદશાહ કાવુસના વડા વજીર ગુદરઝનો દીકરો હતો તેણે આખો ચીન દેશ

ફરી કેટલીએક જીતો મેળવી કએખુસરૂને તેની મા સાથે ઈરાનમાં પાદશાહ **કાવુસ** આગળ હાજર કીધો. **કાવુસ** તેને જોઈ ઘણોજ ખુશી થયો, તથા પોતે તખ્ત ઉપરથી ઉઠી તેને પોતાની હજુરમાં બેસાડયો, અને દરબારનાં સઘલાં માણસોને તેને શાહાજાદા તરીકેનું માન આપવાનો હુકમ કીધો. આ હુકમને તૂસ કે જે પાદશાહ **મનોચેહેર**ની ઓલાદનો હતો તે સાંમે થયો, અને કહ્યું કે એના કરતાં **કાવુસ**ના પોતાના સોદાબે નામની રાણીને પેટના દીકરા ફરેબુર્જનો શાહજાદા તરીકે વધારે હકછે. આ વાતની સાંમે ગુદરઝ થયો, અને તેઓ બન્ને જણા વચ્ચે ભારે તકરાર ઉઠી, તથા તેનું સેવટ **કાવુસ** એમ લાવ્યો કે એ બન્નેમાંથી જે કોઈ દેઝેબહુમન નામનો મોટો કિલ્લો કે જેમાં દેવો તથા જાદુગરો વસેછે તે જીતી લાવે તેને મારાં તખ્તનો વારસ કરૂં. આ કામમાં **કએખુસરૂ** ફતેહ પામ્યો, અને તેને કબુલાત મુજબ ઈરાનનું રાજય મલ્યું. ત્યારબાદ થોડુંએક **કાવુસ** મરણ પામ્યો. કએખુસરૂનાં રાજયનું વર્ણન આવતા પત્રમાં તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

ક્યાની વંશનો પેહેલો પાદશાહ કોણ હતો? કએકોબાદના વખતમાં કોણે પાછી ઈરાન ઉપર ચઢાઈ કીધી હતી? આ લડાઈમાં ઈરાનીઓની સરદારી કોણે લીધી હતી, અને કોણ હાર્યું હતું? આ ઉપરથી **અફ્રાસ્યાબે** પોતાના બાપને શું ભલામણ કીધી હતી? તેઓ બન્ને વચ્ચે સુલેહના શું કોલકરારો થયા હતા? કએકોબાદને કેટલા દીકરા હતા? તેનું રાજય કોણને મલ્યું હતું? **કાવુસે** તખ્ત ઉપર આવતાંનેવાર ક્યાં લડાઈ કીધી હતી? તે લડાઈમાં કોણ હાર્યું હતું? **કાવુસને** બંદીખાનેથી કોણે છોડાવ્યો હતો? ત્યાર બાદ વળી તેને કોણે કેદ પકડયો, અને ત્યાંથી કોણે પાછો છોડાવ્યો? પછી તેણે **અફ્રાસ્યાબની** સાંમે લડવાને કોણને મોકલ્યો? **અફ્રાસ્યાબે** તેને કોણ સાથે પરણાવ્યો હતો? પછી કોણે જુઠું સમજાવ્યાથી તેને મારી નખાવ્યો? **અફ્રાસ્યાબે** પછી શું સ્વપ્નો જોયો હતો? આ ઉપરથી તેણે પોતાની દીકરીને જે બાલક જન્મે તેને મારી નાખવાનો કોણને હુકમ કીધો હતો? **પીરાને** તે બાલક કોણને સોંપ્યું હતું? તે ભરવાડે તેને શું કીધું, તથા તેનું નામ શું રાખ્યું? **અફ્રાસ્યાબે કએખુસરૂની** હેયાતી વિષે જાણ્યાથી શું કીધું હતું? હવે ઈરાનમાં **સ્યાવક્ષનાં** મરણની ખબર ફેલાયાથી **કાવુસે** શું કીધું હતું? **અફ્રાસ્યાબે** તેની સામે કેટલું, તથા કોણની સરદારી હેઠલ લશ્કર મોકલ્યું હતું? તેમાં કયું

લશ્કર હારી ગયું, તથા કોણ માર્યો ગયો? આથી તુરાની લશ્કરની સરદારી કોણે લીધી હતી? આ લડાઈનું શેવટ શું આવ્યું હતું? હવે કએખુસરૂને અફ્રાસ્યાબે શું કીધું હતું? તેને ઈરાન તરફ કોણ શોધી લઈ ગયો હતો? કાવુસે તેને ક્યાં બેસાડ્યો હતો, તથા તેને કેવી રીતે માન આપવાનો સર્વને હુકમ કીધો હતો? આ હુકમની સાંમે કોણ થયું હતું? તેની સાંમે કોણે તકરાર લીધી હતી? આ તકરારનું શું શેવટ આવ્યું હતું? આ કામમાં કોણ ફતેહ પામ્યું હતું, અને ઈરાનનું રાજ્ય કોણને મલ્યું હતું?

---

# પત્ર ૮ મો.

મારી પ્યારી દીકરી,

તમોએ મારા છેલ્લા પત્રમાંથી વાંચ્યું હશે કે કાવુસે પોતાનું રાજ્ય પોતાના નબીરા કએખુસરૂને આપ્યું હતું. કએખુસરૂએ તખ્ત ઉપર આવ્યા પછી પોતાના બાપનાં ખુનનું વેર અફ્રાસ્યાબ ઉપર લેવા માટે એક મોટી ફોજ એકઠી કીધી. પેહેલ વેહેલાં તેણે તૂસને એક નહાનું લશ્કર આપી તુરાન મોકલ્યો, કે જ્યાં પીરાનની સરદારી હેઠ-લનાં એક લશ્કરે તેનાં લશ્કરને હરાવ્યું, અને તૂસને બંદીખાને નાખ્યો· આથી ઈરાનીઓની સરદારી ફરેબુર્જે લીધી; તેને પણ પીરાનનાં લશ્કરે હરાવ્યો. આ ઉપરથી ત્રિજી વેલા ઈરાની લશ્કરની સરદારી ગુદર્જે લીધી, વળી તેને પણ પીરાને હરાવ્યો. આ ફતેહોથી કરી અફ્રાસ્યાબને ઘણી ખુશી ઉપજી, અને બીજું એક મોટું ઈરાની લશ્કર કે જે રૂસ્તમ તથા કએખુસરૂના હાથ હેઠલ તૈયાર થતું હતું, તેની ઉપર ધસારો કરવાનો તેણે ઠરાવ કર્યો. આથી રૂસ્તમે તૂસને કાંઈ તાલમેલ કરી બંદીખાનેથી છોડવી પીરાનની સાંમે એક લશ્કરની સરદારી આપી મોકલ્યો. આ લડાઈમાં પણ તૂસ હર્યો, અને તેણે નાસવા માંડ્યું, તથા તેનાં લશ્કરને તુરાનીઓએ ઘેરી લીધું; પણ એ આફતમાંથી રૂસ્તમે તેને છોડવ્યો, અને પછી કેટલીએક લડાઈઓ થયા બાદ ચીનનો શાહાનશાહ કે જે અફ્રાસ્યાબની મદદે ઈરાનીઓની સાંમે લડવાને આવ્યો હતો, તે રૂસ્તમને હાથે કેદ પકડ્યો. આ જોઈ અફ્રાસ્યાબ ત્યાંથી નાસી ગયો, અને તેનો મુલક ઈરાની સરદારોના હાથમાં વેહેંચાઈગયો. પણ પછી પાછું થોડીએક મુદતે તેણે પોતાનું રાજ્ય મેલવ્યું.

પછી કએખુસરૂએ પાછો ગુદર્જને તુરાન ઉપર ચઢાઈ કરવાને મોકલ્યો. આ લડાઈમાં ગુદર્જની સાંમે પીરાન થયો, અને તેઓ

વચ્ચે થોડીએક વાર લડાઈ ચાલી. પણ પછી તેઓએ એવો ઠરાવ કર્યો કે બન્ને લશ્કરમાંથી બાર બાર ચુનંદા પેહેલવાનોને ચુંટી કાઢવા, અને તેઓએ એક મેકને હમ-નબરદ થઈ લડવું. આથી કરી આ લડાઈને દવાજદેહુ-રોખની લડાઈ કરી કેહેછે. કેહેછે કે આ લડાઈમાં સઘલા તુરાની પેહેલવાનો ઈરાની પેહેલવાનોને હાથે માર્યા ગયા હતા, અને પીરાન પોતે જે ગુદર્જનો હમ-નબરદ થયો હતો, તે પણ એમાં માર્યો ગયો. આ વાતની ખબર કએખુસરૂને થયાથી તે પોતાને બાલપણમાં બંચાવનાર પીરાનનાં મરણથી અત્યંત દલગીર થયો, અને તેનાં રવાનને મોટી અબરૂ સાથે અવલમંજલ પોહોંચડાવ્યું.

આ ફતેહ મેળવ્યા પછી કએખુસરૂએ જહુન નદી ઓળંગી સમરકંદ તથા બોખારાનાં શેહેરો જીતી લીધાં. ત્યારબાદ અફ્રાસ્યાબે પોતાના દીકરા સેદેહુ પાશે કએખુસરૂને સુલેહનો પેગામ કેહેવડાવ્યો, પણ સેદેહે તે ઘણી તુંદીથી તેને કહ્યો, તથા ત્યાંજ તેની સાથે હાથો હાથ લડવાને માગણી કીધી. આથી કએખુસરૂએ ચીડાઇ તેની માગણી કબુલ કીધી, અને તેઓ એકમેક સાથે લડ્યા, જેમાં સેદેહ માર્યો ગયો. આથી અફ્રાસ્યાબે કએખુસરૂની સાંમે એક બીજી લડાઈ ઉઠાવી, તે ઘણાં શૂરથી ચાલી, અને કમનસીબનો અફ્રાસ્યાબ પોતે પણ તેમાં માર્યો ગયો, તથા સ્યાવક્ષના કીનાને માટેની લડાઈનું શેવટ આવ્યું.

આ લડાઇ પુરી થયા પછી કએખુસરૂએ પોતાની જીંદગીના બાકીના દિવસો એકાંતપણાંમા કાઢવાનો વિચાર કીધો, અને પોતાનું રાજ્ય નીચે જણાવ્યા પ્રમાણે પોતાના સરદારોમાં વહેંચી આપ્યું. કાબુલસ્તાન, જાબુલસ્તાન, અને નીમરૂજ રૂસ્તમને આપ્યાં; તથા પાદશાહ કાવુસના જમાઇ લોહરાસ્પને પોતાનું ઈરાનનું રાજ્ય આપ્યું; તથા તૂસને ખોરાસાનનો મુલક આપ્યો, અને તેને તથા ફરેબુર્જને લોહરાસ્પના હુકમ પ્રમાણે ચાલવાની ભલામણ કીધી. આવી રીતની ગોઠવણો કર્યા બાદ તે બંદગીને ખાતેર એકાંતપણામાં રેહેવાને ગયો.

કએખુસરૂ પાદશાહ ઘણોજ નેક, અદલ, તથા ઇનસાફને ચાહનારો હતો, અને એની રૈયત એના ઉપર ઘણી ખુશી હતી. એની પછીનો પાદશાહ લોહરાસ્પ પણ ઘણો નેક તથા સમજુ હતો. એનાં રાજ્યની શરૂઆતમાં જોકે કેટલાએક બળવાઓ ઉઠ્યા હતા પણ તે એણે ઘણીજ ડાહાપણ ભરેલી રીતે સમાવી દીધા હતાં, અને લોકોને પોતાને તાબે કીધાં હતા. એણે ચીન તથા તાતાર દેશોપર પોતાનો

અમલ બેસાડ્યો હતો; અને ઈરાકનો હાકેમ રેહામ–ગુદર્જ કે જેને સાધારણ રીતે બખતુલ–નસરનાં નામથી ઓળખતા હતા, તેને પોતાની શાહાનશાહતને છેક વધારતી જવાનો એણે હુકમ કીધો હતો.

લોહરાસ્પને પેટે ગોશતાસ્પ નામનો એક લડાયક દીકરો હતો, તે કાંઈ કારણસર પોતાના બાપથી રીસાઈને દેશનીકાલ થયો હતો, અને કેતાયૂન નામની એક ઘણીજ ખુબસૂરત શાહજાદી સાથે પરણ્યો હતો. ત્યારબાદ થોડુંએક તે પાછો પોતાને દેશ આવીઓ, અને લોહરાસ્પે તેને પોતાનું તખ્ત આપી પોતે એકાંતપણામાં જીંદગી ગુજારી. ગોશતાસ્પનાં રાજ્યનું વર્ણન હવે પછીના પત્રમાં તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાલો બાપ.

---

## સવાલો.

કએખુસરૂએ તખ્ત ઉપર આવ્યા પછી કોણની સાથે લડવા માટે એક મોટી ફોજ એકઠી કીધી હતી? શા કારણસર આ લડાઈ કરવાનો એણે ઠરાવ કર્યો હતો? પેહેલ વેહેલાં એણે કોણની સરદારી હેઠલ તુરાન તરફ ફોજ મોકલી હતી? આ ફોજનું તથા તેના સરદારનું શું થયું હતું? આથી ઈરાનીઓની સરદારી કોણે લીધી હતી, અને તેનું શું થયું હતું? ત્રિજી વેલા તેઓની સરદારી કોણે લીધી હતી, અને તેમાં શું થયું હતું? આથી ખુશી થઈ અફ્રાસ્યાબે શું ઠરાવ કીધો હતો? આથી રૂસ્તમે શું કીધું હતું? તૂસની ઉપર શું આફત ગુજરી હતી? તેને તેમાંથી કોણે છોડવ્યો હતો? પછી રૂસ્તમને હાથે કોણ કેદ પકડાયું હતું? આથી અફ્રાસ્યાબે શું કીધું હતું? તેનો મુલક કોણના સ્વાધીનમાં ગયો હતો? પછી પાછું તેણે પોતાનું રાજ્ય મેલવ્યું હતું કે નહિ? આથી કએખુસરૂએ તેની સાથે લડાઈ કરવાને કોણને પાછો મોકલ્યો હતો? તે લડાઈમાં ગુદર્જની સાંમે કોણ થયું હતું? તેઓ વચ્ચે શું ઠરાવ થયો હતો? આ લડાઈને કયાં નામથી ઓલખેછે? આલડાઈમાં કેઈ બાજુના પેહેલવાનો માર્યા ગયા હતા? આ ફતેહ પછી કએખુસરૂએ કયાં શેહેરો જીતી લીધાં હતાં? પછી અફ્રાસ્યાબે કોણ પાસે કએખુસરૂ પર સુલેહનો પેગામ મોકલ્યો હતો? સેદેહે કેવી રીતે તે પેગામ કહ્યો હતો, તથા શું માગણી કીધી હતી? તે માગણી કએખુસરૂએ બાહલ રાખી હતી કે નહિ? આ હાથોહાથની લડાઈમાં કોણ માર્યું ગયું હતું? આથી અફ્રાસ્યાબે શું કીધું હતું? આ લડાઈમાં કોણ માર્યું ગયું હતું? હવે કએખુસરૂએ પોતાનું રાજ્ય કોણને, તથા કેવીરીતે વેહેંચી આપ્યું હતું? એની પછીનો પાદશાહ લોહરાસ્પ કેવો હતો? લોહરાસ્પનાં રાજ્યની શરૂઆતમાં શું

થયું હતું, તથા એ તેમાં કેમ પાર પડ્યો હતો? એણે કયાં દેશો ઉપર પોતાનો અમલ બેસાડ્યો હતો, તથા પોતાની શાહાનશાહત વધારવાનો કોણને હુકમ કર્યો હતો? લોહરાસ્પે પછી પોતાનું રાજ્ય કોણને આપ્યું હતું?

## પત્ર ૯ મો.

મારી પ્યારી દીકરી,

તમોએ મારા ગયા પત્રમાં વાંચ્યું હશે, કે લોહરાસ્પે પોતાનું રાજ્ય પોતાના દીકરા ગોશતાસ્પેને સોંપી પોતે એકાંતપણે જીંદગી ગુજારવા માંડી હતી. ગોશતાસ્પનાં રાજ્યમાં સૌથી મોટામાં મોટો બનાવ એ બન્યો હતો કે તે વખતે આપણા બરહક પેગંબર જરથોશતે માજદયસ્ની દીન ફેલાવી હતી.

એ પેગંબર જરથોશત પાદશાહ ફ્રેદુનની ઓલાદના પૌરૂશાસ્પ નામના એક શખ્સનો દીકરો હતો, અને એની માનું નામ દોગદો કરી હતું. એવું કેહેછે કે એની જન્મ ભૂમિ "ઇરાન દેશમાં જબાર નામના પહાડમાંથી દરજીક નામની વેહેતી નદીને કીનારે રેએ નામનાં શેહેરમાં હતી." એના જન્મ પછી કેટલાક બદ રાહપર ચાલનારા લોકોએ એનો નાશ કરવાને ઘણી કોશીસો કીધી હતી, પણ તે સઘલી ફોકટ ગઈ. પાદશાહ ગોશતાસ્પે એની સાથે તકરાર કરવાને માટે દેશો દેશથી દાનાવ તથા કાબેલ શખ્સોને બોલાવ્યા હતા; તે સઘલાઓ સાથે એણે કેટલાએક દિવસો લગણ તકરાર કરી પોતાની બરહક દીન વિષે તેઓની ખાતરી કરી આપી હતી. તેની મતલબ બદીનો તથા બુરા લોકોનો નાશ કરવાની, તથા લોકોને નેક માર્ગ ઉપર ચલાવવાની હતી. તેને જે જે જ્ઞાન ખોદાતાલા તરફથી મલ્યું હતું, તે તેણે લોકોમાં ફેલાવ્યું હતું. તેની સાંમે દુશ્મનો ઘણા ઉભા થયા હતા, પણ તે સઘલાઓ પોતાની મતલબમાં ફાવયા નહિ. તે વિષે એક ઘણો સરસ ફકરો તમારા વાંચવાને માટે નીચે ટાંકુંછું;—

"જરથોશતની સાંમે ઘણાક દુશ્મનો ઉભા થયા; તેઓ ઠગાઈ,
" બદી, તથા જુઠાઈમાં ચુનંદા હતા, વાસ્તે હરએક તદબીરથી જરથો-
" શતને તેના મક્કમ ઠરાવ ઉપરથી ખસેડવાની તેઓએ તજવીજ કીધી.
" તેઓએ જરથોશતને પેહેલાં લાલચ દેખાડી જોઈ, પણ જરથોશત
" એક પહાડની મિસાલે વગર હીલવે મક્કમ પોતાના એતેકાદ ઉપર મુ-
" સ્તકીમ રહ્યો. તેણે લાલચની કસી પરવા કીધી નહિ; અને હોરમજદને

" ખાતેર, સચ્ચાઈને ખાતેર, ભલી માજદીયસ્‌ની દીનને ખાતેર, પોતાનાં
" રૂવાનની સલામતીને ખાતેર તેણે પોતાનો જાન ખોઈ દેવાને વધારે
" પસંદ કીધું. સારાં કામ ઉપર મક્કમ ઈરાદાથી ટકી રહવાથી અંતે
" ફતેહ મલેછે, તેમ **જરથોશ્તની** ફતેહ થઈ; તેના દુશ્મનો ધુજવા લાગ્યા.
" તેઓએ જોયું કે **જરથોશ્તનો** એતેકાદ મજબૂતછે; તેઓએ જોયું કે
" **જરથોશ્તનું** હથિયાર **હોરમજદનો** એજમ્મતી કલામછે; તેથી તેઓ
" પોતપોતાનામાં હર મશાવરત કરવા લાગ્યા, પણ કોઈ બહાને **જરથો-**
" **શ્તનું** મોત તેઓને હાથે આવ્યું નહિ. તેઓ એક બીજાને તાંના
" મારવા લાગ્યા અને પોતપોતામાં એક બીજાને ફજેત કરવા લાગ્યા, કે
" જેની ચાનકથી કદાચને કોઈનું લોહી ઉછળી આવે, અને તે **જરથો-**
" **શ્તની** સાંમે થાવાને કમર બાંધે, પણ કોઈનું **જરથોશ્તની** આગલ
" ચાલ્યું નહિ. **જરથોશ્તની** તકારાર એવી મજબૂત હતી કે પૃથ્વિના
" દરએક મુલકોના વાકેફગાર લોકો તેને હરાવી શક્યા નહિ. ઓર
" **જરથોશ્ત** તેઓના ધર્મોનું ખોટારૂં દેખાડવાંમાં ફતેહ પામ્યો, તેથી
" તેઓ લાચાર થઈ પોતપોતાને મકાને શરમિંદગીનો ખજાનો મેલવીને
" ભરાઈ બેઠા. **જરથોશ્તની** નવી દીન ઉપર અમલ કીધાથી દુન્યામાંથી
" હર તરેહની બદી ગુમ થઈ ગેઈ."

**જરથોશ્તની** દીન દુન્યામાં ફેલાવવાને માટે પાદશાહ **ગોશ્તાસ્પે**, તેની રાણી કેતાયૂને, દીકરા **અસ્પંદયારે** તથા વજીર **જામાસ્પે** ઘણી મદદ કીવી હતી. **જરથોશ્તે** એકવીસ નુશ્ક બનાવ્યાં હતા, તે સઘલા મુલકોમાં ફેલાવ્યાં. આ એકવીસ પુસ્તકો માંહેલાં સાતમાં બન્ને દુન્યાની પેદાયશ કેવી રીતે થઈ હતી તેની હકીકત લખી હતી; બીજાં સાતમાં તમામ એલમ, હિકમત, નજુમ, તથા તબીબપણાંની હકીકત લખી હતી; તથા ત્રિજાં સાતમાં દીનઆઈન તથા ઈનસાફ વિષે, તેમજ આ દુન્યામાં જીંદગી કેવી રીતે જોગવવી તેને લગતી હકીકત લખી હતી. આ પુસ્તકો સઘલે ફેલાયાથી તુરાનના પાદશાહ **અર્જાસ્પે ગોશ્તાસ્પ** ઉપર એક નામું લખ્યું, તથા તેમાં તેને આ નવો ધર્મ છોડી દેવાને તથા જો તે નહિ છોડે તો તેની સાથે લડાઈ કરવાની ધમકી આપી હતી. આથી **ગોશ્તાસ્પ** ઘણો ગોસ્સે થયો, અને જલદીથી તેઓ વચ્ચે એક લડાઈ ઉઠી. આ લડાઈ ઈરાનમાં થઈ હતી, અને તેમાં **ગોશ્તાસ્પનો** ભાઈ **જરીર અર્જાસ્પના** દીકરા **બીદરફ્શને** હાથે માર્યો ગયો; પણ **અસ્પંદયારે** તુરત પોતાના જાનની દરકાર ન કરતાં બહાદૂરીથી લડી તેને મારી નાખ્યો, અને તુરાનીઓને હરાવ્યા.

મારી પ્યારી દીકરી, શાહજાદા અસ્ફંદયાર જેવા હાલમાં આપણામાં થોડાજ શખ્સો માલમ પડશે કે જેઓ પોતાના ધર્મનો બંચાવ તથા ફેલાવો કરવાને પોતાના જાનની પણ દરકાર રાખે નહિ. તમોએ પણ એકખરી જરથોશ્તી બાંનું તરીકે જેમ પાદશાહ ગોશતાસ્પની રાણી કેતાયૂને જરથોસ્તી ધર્મનો ફેલાવો કરવાને મદદ કીધી હતી તેમ હમેશાં ધર્મનાં કાંમોમાં મદદ કરતાં રેહેવું.

હવે આ લડાઈની ફતેહ અસ્પંદયારથી થવાથી ગોશતાસ્પ તેને ઘણો ચાહાવા લાગ્યો, તથા તેને બલ્ખનો હાકેમ ઠેરવ્યો. આથી કેટલાએક ફિસાદીઆઓએ ગોશતાસ્પને એવું જુઠું સમજાવ્યું કે તારો દીકરો તને મારી નાખવાનો પ્રયત્ન કરેછે, જે ઉપરથી ગોશતાસ્પે તેને આજરબીજાનના કિલ્લામાં કેદ કરાવ્યો. આ તક લેઈ અર્જાસ્પે પાછી ઈરાન ઉપર ચઢાઈ કીધી તથા ખોરાસાન અને બલ્ખના મુલકો તથા કેટલોએક ખજાનો લૂટયો, અને તેનાં લશ્કરનાં કેટલાંએક માણસો જબરીથી ઈરાનનાં તે વેલાનાં પાયતખ્ત બલ્ખના આતશબેહેરામમાં દાખલ થયાં તથા કેટલાએક મોબેદોને ત્યાં કતલ કીધા, અને તુરબરાતુર નામના એક તુરાની સરદારે ત્યાં પેગંબર સાહેબ જરથોશતને પણ મારી નાખ્યા હતા. જરથોશતનું મરણ દએ મહિનાના ખોરશેદ રોજે નિપજ્યું હતું, પણ તેને આજે કેટલાં વર્ષ થયાં તે ચોકસ સાબેત થયું નથી.

હવે આ હારનો કીનો લેવા માટે ગોશતાસ્પે અસ્પંદયારને કેદખાંનામાથી છોડી અર્જાસ્પની સાંમે લડાઈ કરવા મોકલ્યો. અસ્પંદયારે તેની ઉપર ચઢાઈ કરી તેને મારી નાખ્યો, તથા તેનો મુલક તારાજ કીધો.

હવે ઈરાનની તવારીખમાં અસ્પંદયારનાં મરણ તથા તેને કીધેલી લડાઈઓ વિષે લંબાણથી બયાન કરેલું છે, પણ તે અત્રે તમારી ઉપર લખવાને કસી અગત જોતો નથી.

ગોશતાસ્પના વખતમાં જરથોશ્તી ધર્મનો ફેલાવો ચોતરફ થયો હતો, અને તેથીજ એનું નામ તવારીખોમાં અમર રહી ગયુંછે. ગોશતાસ્પનાં રાજ્યની પછી ઈરાનની તવારીખમાં ઘણોએક ગુંચવારો પડેછે, જે વિષે હવે પછીના પત્રમા હું તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

## સવાલો.

ગોશ્તાસ્પનાં રાજ્યમાં સૌથી મોટામાં મોટો બનાવ શું બન્યો હતો? **જરથોશ્ત** પેગંબર કોણની ઓલાદનો હતો? તેનાં માબાપનાં નામ શું હતાં? તેની જન્મભૂમિ ક્યાં હતી? એના જન્મ પછી એનો નાશ કરનારાઓ પોતાની કોશીસમાં ફાવ્યા હતા કે નહિ? ગોશ્તાસ્પે એની સાથે તકરાર કરવાને કોણને બોલાવ્યા હતા? તે તકરારમાં **જરથોશ્તે** શું કીધું હતું, તથા તેની મુખ્ય મતલબ શું હતી? **જરથોશ્તને** ખોદાની તરફથી જે જ્ઞાન મલ્યું હતું તેનો કેવો ઉપયોગ કીધો હતો? તેની સાંમે થવા દુશમનોએ કેવા ઉપાયો લીધા હતા, તથા તેમાં તેઓ ફાવ્યા હતા કે નહિ? **જરથોશ્તની** દીન દુન્યામાં ફેલાવવાને કોણે ઘણી મદદ કીધી હતી? **જરથોશ્તે** કેટલાં નુસ્ક બનાવ્યાં હતાં? આ એકવીસ નુસ્કોમાં શું શું લખેલું હતું? **જરથોશ્તનો** ધર્મ છોડી દેવાને ગોશ્તાસ્પને કોણે ધમકી આપી હતી? આ ધમકીથી ગોશ્તાસ્પે શું કીધું હતું? તે લડાઈ ક્યાં થઈ હતી, અને તેમાં કોણ માર્યા ગયા હતા? ગોશ્તાસ્પે **અસ્પંદયારને** ક્યાંનો હાકેમ ઠેરવ્યો હતો? પછી ગોશ્તાસ્પે તેને કોણના અને શું સમજાવ્યા ઉપરથી કેદ કરાવ્યો હતો? આ જોઈ ઈરાન ઉપર કોણે પાછી ચઢાઈ કીધી હતી? અર્જાસ્પે કયા મુલકો લૂટ્યા હતા? તેનાં લશ્કરનાં માણસો ક્યાં જબરીથી દાખલ થયાં હતાં, અને ત્યાં શું કીધું હતું? **જરથોશ્ત** પેગંબરને કોણે મારી નાખ્યા હતા? હવે ગોશ્તાસ્પે અર્જાસ્પની સાંમે લડાઈ કરવાને કોણને મોકલ્યો હતો? **અસ્પંદયારે** તેને શું કીધું હતું? ગોશ્તાસ્પનું નામ શા માટે ઈરાનની તવારીખમાં અમર રહી ગયુંછે?

# પત્ર ૧૦ મો.

મારી પ્યારી દીકરી,

મેં તમોને ગયા પત્રમાં લખ્યું હતું કે પાદશાહ ગોશ્તાસ્પની પછી ઈરાનની તવારીખમાં કેટલોએક ગુંચવારો પડેછે, પણ તે સઘલાનું બયાન અત્રે તમોને ઘણાં કંટાળા ભરેલું લાગે, માટે ટુકામાં એટલુંજ લખી જણાવુંછું કે હાલનાવખતની કેટલીએક શોધો પ્રમાણે "ગોશ્તાસ્પનાં રાજ્યની પછી એક લાંબા જમાનાની હકીકત ગુમ થઈ ગએલીછે," પણ એટલું જણાએછે કે પાદશાહ ગોશ્તાસ્પની તથા આપણા પેગંબર સાહેબ **જરથોશ્તની** પછી દસ્તૂરો તથા મોબેદોનું જોર વધતું ગયું હતું, અને તેઓ એક મોટાં ટોળાં સહિત બલ્ખ અથવા બેકત્રિયાની ભૂમી છોડી પશ્ચિમના મુલકમાં જઈ વસ્યા હતા, અને ત્યાં પોતાની ખલીફાઈ સ્થાપી હતી, એટલે પોતે દીનની દસ્તૂરી તથા મુલકની પાદશાહી એ બન્ને સાથે

ચલાવતા હતા. આ જગાને યુનાનીઓ **મીડિયા** કરી લખી ગયાછે, અને તેની રાજધાની રએ અથવા રઘ કરી હતી એવું આપણાં ધર્મ પુસ્તકો ઉપરથી માલમ પડેછે. જેઓ એ જગાએ દસ્તૂરી તથા પાદશાહી ચલાવતા હતા તેઓને **જરથોશત્રો**—તેમો કરી કેહેતા હતા. **બાબિલોનની** તવારીખ લખનાર **બેરોસસના** જણાવ્યા મુજેબ તેઓએ ઈ૦ સ૦ પૂ૦*૨૪૫૮ માં **બાબિલોનનું** શેહેર પણ જીતી લીધું હતું, અને ત્યાં આઠ જણાઓએ **જરથોશત્રો**—તેમોને નામે એક પછી એક એમ ૨૨૪ વર્ષ લગણ અમલ ચલાવ્યો હતો.

ત્યારબાદ ઉપલા જરથોસ્તી ખલીફાની **સત્તા** ઓછી થતી ગઈ, અને **બીઆલદીઆની** શાહાનશાહતનો પાયો નાખનાર નામીચા પાદશાહ **નીમરૂદના** હાથમાં તેઓનો અમલ આવ્યો હતો. એવું કેહેછે કે આ **નીમરૂદનો** દીકરો **નૈનસ** કે જે **આસિરિયા** દેશનો પાદશાહ હતો તેનું બળ ઘણું વધી પડયું હતું, અને તેને **બેકત્રિયાના** એક પાદશાહ **ઓખસિયાથ્રિસની** સાથે મોટી લડાઈ કરી તેનાં રાજ્યનો ઈ૦ સ૦ પૂ૦૨૧૫૦માં અંત આણ્યો હતો.

વળી એક બીજું મોટું ઈરાનીઓનું ટોળું "ઈરાનની દક્ષિણે **ફારસીસ્તાન** નામના પ્રાંતમાં આવી વસ્યું હતું, અને ત્યાં એક ખંડીઆ રાજા તરીકે નહાનું જેવું રાજ્ય ચલાવ્યું હતું," કે જેને લગતી કાંઈ વધારે હકીકત આપણને મલતી નથી. આ ટોળાના વંશના લોકો એક લાંબો જમાનો ગુજરયાબાદ નામીચા ઈરાની પાદશાહ **કુરૂસની** સરદારી હેઠલ આખા ઈરાનના માલેક થયા હતા. "યુનાનીઓ તેઓને **પરશિયન** તથા ઉગમણ પ્રાંતના ઈતિહાસ કર્ત્તાઓ **પારસી** એવું નામ આપી ગયાછે."

આપણે આગલ જોયું તેમ આપણા **મીડિયાના** જરથોસ્તી લોકો કે જેઓએ એકવાર **બાબિલોનનું** શેહેર પણ જીતી લીધું હતું, તે ટોળાંની **નૈનસે બેકત્રિયાનું** રાજ્ય લીધા પછી લાંબી મુદત સુધી કેવી હાલત હતી તે વીષે આપણને કાંઈ માલમ પડતું નથી.

હવે **આસિરિયાનાં** મજકુર રાજ્યનો ઈ૦ સ૦ પૂ૦ ૭૫૩) માં અંત આવ્યો, કેમકે ત્યાંનો છેલ્લો પાદશાહ **સારડાનાપેલસ** કે જે ઘણો હિચકારો તથા મોજ શોકમાં ચકચુર હતો, તેનાં અંધેર રાજ્યથી કરી **મીડિયાના** હાકેમ **આર્બેસિસને** તેના ઉપર હુમલો કરવાને તક મલી;

---

* ઈ૦ સ૦ પૂ૦ ( ઈસવી સન પૂર્વે ) એટલે ખ્રિસ્તીઓના પેગંબર ક્રાઈસ્ટના જન્મની આગમજનો સને.

અને તેમાં તેને **બેલેસિસ** નામના **ખીઆલ્ડીઆના** એક ધર્મગુરૂથી ઘણી ઉલટ તથા મદદ મલી અને તેઓએ આથી **બાબિલોનિયાના** લોકોને પણ હુમલો કરવાને ઉસ્કેર્યા. આ લોકો સાથે ઉપલા **ફારસીસ્તાન** જઈ વસેલા ઈરાનીઓ, તથા બીજા પ્રાંતવાલાઓ પણ શામેલ થયા, અને સઘલાઓએ **આસિરિયન** લોકો ઉપર ચઢાઈ કરી તેમને હરાવ્યા.

આથી **આસિરિયાનું** રાજ્ય **મીડિયા, આસિરિયા,** અને **બાબીલોનિયા,** એ ત્રણ ભાગોમાં વેહેંચાઈ ગયું, અને તે સઘલાંઓપર **આર્બેસિસે મીડિયામાં** રહી પાદશાહી ચલાવી હતી. એ રીતે **આસિરિયા** તથા **બાબીલોનિયાનાં** રાજ્યો **મીડિયાના** તાબામાં આવ્યાં હતાં. **મીડિયાનાં** રાજ્યની હકીકત હવે પછીના પત્રમાં હું તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

### સવાલો.

ગોશતાસ્પનાં રાજ્યની પછી ઈરાનમાં શું થયું હતું? હાલના વખતની કેટલીએક શોધો ઉપરથી આપણને તે વિષે શું માલમ પડેછે? ગોશતાસ્પની પછી જરથોસ્તી દસ્તૂરો તથા મોબેદોએ ક્યાં પોતાની **ખલીફાઇ** સ્થાપી હતી? ખલીફાઈ સ્થાપી એટલે શું? આ જગાને યુનાનીઓ ક્યાં નામથી લખી ગયાછે, તથા તેની રાજધાની ક્યાં હતી? જેઓ ત્યાં **ખલીફાઇ** કરતા હતા તેમને ક્યાં નામથી ઓળખતા હતા? તેઓએ ક્યાં વર્ષમાં **બાબિલોન** જીતી લીધું હતું? ત્યાં કેટલા શખ્સોએ, તથા કેટલાં વર્ષ લગણ એક પછી એક **જરથોશ્ત્રો**–તેમોને નામે **ખલીફાઇ** કરી હતી? ત્યાર બાદ તેઓનો અમલ કોણના હાથમાં ગયો હતો? આ **નીમરૂદના** દીકરા **નેનસે** ક્યાં વર્ષમાં અને કોણનો અંત આણ્યો હતો? વળી ઈરાનીઓનું બીજું એક ટોળું ક્યાં જઈ વસ્યું હતું? ત્યાં તેઓએ કેમ રાજ્ય ચલાવ્યું હતું? પછી તેઓના વંશો લાંબી મુદતે કોણની સરદારી હેઠલ આખા **ઈરાનના** માલેક થયા હતા? એ ટોળાને યુનાનીઓ તથા ઉગમણ તરફના ઇતિહાસ કર્ત્તાઓ શું નામો આપી ગયાછે? **આસિરિયન** વંશનો છેલ્લો પાદશાહ કેવો હતો? તેનાં રાજ્યની સમાપ્તિ કોણ લાવ્યું હતું? **આર્બેસિસને** કોણ તરફથી ઘણી મદદ મલી હતી? તેઓએ પોતાની સાથે બીજા કોણને ઉસ્કેર્યા હતા? આથી **આસિરિયાનું** રાજ્ય કયા ભાગોમાં વેહેંચાઇ ગયું હતું? તે સઘલાં પર કોણે અને ક્યાં રહી પાદશાહી ચલાવી હતી?

---

# પત્ર ૧૧ મો.

મારી પ્યારી દીકરી,

મારા છેલ્લા પત્રમાં મેં તમારી ઉપર **આસિરિયાનાં** રાજ્યની સમાપ્તિ સુધીનું વર્ણન લખ્યું હતું. તે ઉપરથી તમોએ જોયું હશે કે **આસિરિયા** તથા **બાબિલોનિયાનાં** રાજ્યો **મીડિયાના** તાબામાં આવ્યાં હતાં. આ ઉપરથી દેખાઇતું છે કે **ઇરાનનું** રાજ્ય પણ **મીડિયાના** તાબામાં આવ્યું હતું. હવે **મીડિયાના** લોકો સાત જુદાં જુદાં પરગણામાં વીખરાઈ જઈ રેહેલા હતા, અને તેઓ ઉપર કોઈ ચોકસ હાકેમ અથવા સત્તા ચલાવનાર નહિ હોવાથી તેઓમાં ઘણી બેદાદી ચાલવા લાગી. આથી **દીઓસિસ** નામે એક શખ્સ કે જેણે પોતાના પરગણામાં પોતાનાં પ્રમાણિકપણાંથી ઘણી સારી આબરૂ મેલવી હતી, તેની પાસે સઘલાં આસપાસનાં પરગણાના લોકો પોતાના કજીયા ટંટાઓ ચુકાવવા લાવતા હતા. આ કામથી જ્યારે તે આસપાસ સઘલે વખણાઈ ગયો ત્યારે તેણે પાદશાહી અમલ મેલવવાનાં અભિમાનથી લોકોનો ઇનસાફ ચુકવવાનું કામ મુકી દીધું, કે જેથી પાછી સઘલે ઠેકાણે આગલના કરતાં પણ વધારે બેદાદી ચાલવા લાગી. આથી **મીડિયાના** લોકોને કાંઈ નહિ પણ પોતાને માથે એક પાદશાહ ઠરાવવાની ફરજ પડી, અને તેઓએ તે પ્રમાણે **દીઓસિસને** ઈ૦ સ૦ પૂ૦ ૭૦૮ માં પોતાનો પાદશાહ નેમ્યો.

**દીઓસિસે** તખ્ત ઉપર આવતાંનેવાર લોકોમાંથી લશ્કરની કેટલીએક ટુકડીઓ બનાવી. પછી તેણે એક મોટી ટેકડીપર સાત મજબૂત દેવાલો બંધાવી તેની અંદર **એકબેટાનાનું** શેહેર વસાવ્યું, અને તે ટેકડીનાં મથાલાં ઉપર પોતાને માટે એક મેહેલ બંધાવ્યો. એણે લોકોને માટે કેટલાએક કાયદાઓ બાંધ્યા હતા, તથા ૨૨ વર્ષ સુધી રાજ્ય કરી ઈ૦ સ૦ પૂ૦ ૬૮૬) માં મરણ પામ્યો હતો. એની પછી એનો દીકરો **ફ્રેઆર્તિસ મીડિયાની** ગાડી ઉપર આવ્યો હતો.

**ફ્રેઆર્તિસે મીડિયાનું** રાજ્ય **એશિઆખંડના** છેક ઉત્તર ભાગ લગણ વધાર્યું હતું, અને **ઇરાનીઓ** તથા બીજી પ્રજાઓ સાથે લડાઈઓ કરી તેમને તાબે કરી લીધા હતા. એ **નિનેવેના આસિરિયન** રેહેવાસીઓ સાથે લડાઈ કરતાં ઈ૦ સ૦ પૂ૦ ૬૩૩ માં માર્યો ગયો હતો. એણે ૫૩) વર્ષ લગણ રાજ્ય કર્યું હતું. એની પછી એનો દીકરો **કએકસરિસ મીડિયાનાં** તખ્ત ઉપર આવ્યો હતો.

કએકસર્સિસે પેહેલ વેહેલાં લશ્કરી ટુકડીઓને કાયદાસર ગોઠવી હતી, તે આગમજ સઘળા ભાલાદાર, તીરંદાજ, તથા ઘોડેસ્વાર સિપાહો એકમેક સાથે ભેળશેળ થઈ લડતા હતા. **નિનેવેમાં આસિરિયનો** ઉપર પોતાના બાપનું વેર લેવા માટે એણે ચઢાઈ કરી તેમને હરાવ્યા હતા, તથા **નિનેવેને** ઘેરો ઘાલ્યો હતો. આ તક જોઇ **સિથ્યાના** લોકોએ એના મુલક ઉપર ચઢાઈ કરી તે તાબે કરી લીધો હતો; પણ પછી એણે તેઓને મારી નાખ્યા હતા, તથા **મીડિયાનાં** રાજ્યને છેક **હેલીસ** નદીના કીનારાની પૂર્વે લગણ વધાર્યું હતું. એણે **લિડિયાના** રાજા **એલીઆટીસ** સાથે છ વર્ષ લગણ એક લડાઈ ચલાવી હતી, પણ તેનો કાંઈ છેડો આવ્યોજ નહિ. છઠે વર્ષે જ્યારે તેઓ લડાઇ કરતા હતા, ત્યારે એકાએક સૂર્યનું એક પુરેપુરૂં ગ્રહણ થઇ આવ્યું કે જેથી બન્ને બાજુનાં લશ્કરમાં ઘભરાટ થયો. અને લડાઈ બંધ પડી તેઓ વચ્ચે સલાહ થઈ. ત્યારબાદ **કએકસર્સિસ** થોડુંએક લગણ રાજ્ય કરી ઈ૦ સ૦ પૂ૦ ૫૯૩ માં મરણ પામ્યો. એની પછી એનો દીકરો **અસ્તેયજીસ** તખ્ત ઉપર આવ્યો હતો. એનાં રાજ્યની ખીના આવતા પત્રમાં હું તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

**મીડિયાના** લોકો કેવી રીતે રેહેલા હતા, તથા તેઓનું રાજ્ય કેમ ચાલતું હતું? આથી આસપાસનાં પરગણાના લોકો પોતાના કજીઆ કોણ પાસે ચુકવાવતા હતા? **દીજોસિસે** પછી તે કામ શા માટે મુકી દીધું હતું? **મીડિયાના** લોકોએ **દીજોસિસને** ક્યાં વર્ષમાં પોતાનો પાદશાહ નેમ્યો હતો? **દીજોસિસે** તખ્ત ઉપર અવતાંને વાર શું કીધું હતું? એણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું, તથા ક્યાં વર્ષમાં મરણ પામ્યો હતો? એની પછી **મીડિયાની** ગાદી ઉપર કોણ આવ્યો હતો? **ફ્રેઆર્તિસે મીડિયાનું** રાજ્ય ક્યાં લગણ વધાર્યું હતું? એણે ક્યા લોકોને તાબે કરી લીધા હતા? એ ક્યાં વર્ષમાં અને શું કરતાં માર્યો ગયો હતો? એની પછી કોણ **મીડિયાનાં** તખ્ત ઉપર આવ્યો હતો? **કએકસર્સિસે** પેહેલવેહેલાં શું કીધું હતું? તે આગમજ સઘલું લશ્કર કેવી રીતે લડતું હતું? એણે **નિનેવેમાં** કોણ લોક ઉપર અને શા માટે ચઢાઈ કરી હતી, અને તેમાં કોણ હાર્યું હતું? પછી એણે **નિનેવેને** શું કીધું હતું? આ તક જોઇ ક્યા લોકોએ એના મુલક ઉપર ચઢાઈ કરી તે તાબે કર્યો હતો? એણે પછી **સિથ્યાના** લોકોનો શો હાલ કીધો

હતો, તથા પોતાનાં રાજ્યને ક્યાં લગણ વધાર્યું હતું? લિડિયાના રાજા સાથે એને કેટલાં વર્ષ લડાઈ ચાલી હતી? તે લડાઈનો ક્યારે અને કેમ અંત આવ્યો હતો? પછી કએકસરિસ ક્યાં વર્ષમાં મરણ પામ્યો હતો? એની પછી કોણ મીડિયાનાં તખ્ત ઉપર આવ્યો હતો?

## પત્ર ૧૨ મો.

મારી પ્યારી દીકરી,

મને માલમ પડેછે કે હું જે ઈરાનની તવારીખનો થોડો થોડો ભાગ તમારી ઉપર દરેક પત્રમાં લખી મોકલુંછું, તે યાદ રાખવાને તમે ઘણી મેહેનત લ્યોછો, તેથી હું એજ બાબત વિષે તમારી ઉપર લખવાનું જારી રાખુંછું.

છેલ્લા પત્રમાં જે પાદશાહ વિષે મેં તમને જણાવ્યું તે કએકસરિસ હતો, કે જે તમે જાણતાં હશોકે ૪૦ વર્ષ રાજ્ય કરીને ઈ૦ સ૦ પૂ૦ ૫૯૩ માં મરણ પામ્યો હતો. એની પછી એનો દીકરો આસ્તૈયજીસ તખ્ત ઉપર આવ્યો હતો. આસ્તૈયજીસને મેનદેન નામે એક દીકરી હતી, કે જેને માટે એને એક રાત્રે એવો સ્વપ્નો આવ્યો કે "મેનદેને ઘણુંએક પાણી પેદા કીધું, જેથી આખું શેહેર ઢંકાઈ ગયું, તથા એશિઆમાં પણ એક મોટી રેલ આવી." આ સ્વપ્નાથી બિહિને આસ્તૈયજીસે પોતાની દીકરીને કોઈ મીડિયન સાથે પરણાવી નહિ, પણ કમ્બુજીય નામના એક ઈરાંની ખંડીઆ રાજા સાથે પરણાવી. તેના પરણ્યા પછી એક વર્ષે આસ્તૈયજીસને વળી એક બીજો સ્વપ્નો આવ્યો કે "તેની દીકરી જે હાલ ઈરાનમા ગર્ભવંતી હતી, તેનાં ગર્ભસ્થાનમાંથી એક દ્રાક્ષનાં ઝાડનો વેલો ઉત્પન્ન થયો કે જેની છાંયાથી આખો એશિઆખંડ ઢંકાઈ ગયો હતો." આ સ્વપ્નાનો અર્થ પુછ્યાથી તેને એવો ખોલાસો મલ્યો કે "તેની દીકરીને પેટે જે દીકરો જન્મશે તે તેની જગાએ રાજ્ય ચલાવશે." આસ્તૈયજીસે આથી પોતાની દીકરીને ઈરાનથી બોલાવી મંગાવી, અને તેની ઉપર ચોકી પેહેરા રાખ્યા, તથા જે બાલક તેને અવતરે તેને મારી નાખવાનો ઠરાવ કીધો.

હવે મેનદેનને પેટે થોડા દિવસમાં એક દીકરો જન્મ્યો, અને તેને મારી નાખવાનું કામ આસ્તૈયજીસે પોતાના હારપેગસ નામના એક વિશ્વાસુ વજીરને સોંપ્યું. હારપેગસ તે બાલકને લઈ પોતાને ઘેર ગયો, અને મિથ્રેદેતિસ નામના પાદશાહના એક ભરવાડને તે કામ

સોંપ્યું. **મિથ્રેદેતિસે** તે બાલકને મારી નાખવાને બદલે તેને સારી તરબિયત આપી ઉછેર્યું, અને તેનું નામ **કુરૂસ** કરી રાખ્યું.

આ કુરૂસને યુનાનીઓ **સાઇરસ** કરી લખી ગયાછે. એક વેલા **કુરૂસ** ગામડાનાં કેટલાંએક છોકરાંઓ સાથે રમતો હતો; તેઓએ રમતમાં એને પોતાનો પાદશાહ કીધો, અને એણે **આર્તેમબારિસ** નામના **આસ્તૈયજીસ** પાદશાહના એક ઉમરાવના દીકરાને એનું કહ્યું નહિ માનવાને લીધે રમતમાંજ સખ્ત માર મરાવ્યો. આથી પેલો ઉમરાવ **કુરૂસને આસ્તૈયજીસ** પાસે લઇ ગયો, કે જ્યાં તેના ભપકાદાર દેખાવ તથા હિંમત ભરેલા જવાબોથી **આસ્તૈયજીસે** તેને ઓળખી કાઢ્યો; અને તેના જીવતા રેહેવા વિષેની **મિથ્રેદેતિસ** ભરવાડથી ખબર મેળવી. **મિથ્રેદેતિસે** સઘલી વાત કબુલ કીધી. **આસ્તૈયજીસ** તેથી **હારપેગસ** ઉપર ઘણો ચીરડાયો, તથા તેના ૧૩ વર્ષની ઉમરના એક દીકરાને મારી નખાવ્યો, અને કુરૂસને મારી બખશી **ફારસ**માં તેના બાપને વતન મોકલાવ્યો. તેનાં માબાપને જ્યારે એ વિષેની ખબર થઈ, ત્યારે તેઓં ઘણાં ખુશી થયાં, અને તેને ઘણીજ ખુશાબખ્તી સાથે પોતાનાં શેહેરમાં તથા ઘેરમાં દાખલ કીધો.

જ્યારે **કુરૂસ** ઉમરે પોહોંચ્યો ત્યારે તે ઘણોજ દેલાવર તથા લડાયક દિસવા લાગ્યો. હવે **હારપેગસ** કે જે પોતાના દીકરાના ખુનનું વેર **આસ્તૈયજીસ** ઉપર લેવાને તપી રહ્યો હતો, તેણે **કુરૂસને** તથા કેટલાએક મીડિયન સરદારોને તેના ઉપર હુમલો કરવાને ઉસ્કેર્યા. તેઓ સઘલાઓ એક મોટું લશ્કર લઇ "પેસારગેદાના મેદાનમાં **ખૂર** નદીના કીનારા ઉપર" **આસ્તૈયજીસ**ના લશ્કર સાથે લડ્યા, અને તેને હરાવ્યું, તથા **આસ્તૈયજીસને** કેદ પકડ્યો. આથી **મીડિયાનાં** રાજ્યની આખરી આવી, અને તેઓનું રાજ્ય **કુરૂસને** હસ્તક આવ્યું. આ બીના ઈ૦ સ૦ પૂ૦ ૫૫૮ માં બની હતી. **આસ્તૈયજીસે** ૩૫ વર્ષ લગણ રાજ્ય કીધું હતું. **કુરૂસ**નાં રાજ્યની બીના આવતા પત્રમાં તમારી ઉપર લખીશ.

**હું છું તમારો વાહાળો બાપ.**

---

## સવાલો.

**આસ્તૈયજીસને** એક રાત્રે શું સ્વપ્નો આવ્યો હતો? આ સ્વપ્નાથી બિહિને તેણે પોતાની દીકરીને ક્યાં પરણાવી હતી? તેના પરણ્યા પછી પાછો **આસ્તૈયજીસને** શું સ્વપ્નો આવ્યો હતો? આ સ્વપ્નાનો

તેને શું ખોલાસો માગ્યો હતો? **આસ્તૈયજીસે** આથી શું કીધું હતું? તે બાલકને મારી નાખવાનું તેણે કોણને સોપ્યું હતું? **હારપેગસે** તે બાલકને કોણને સ્વાધીન કીધું હતું? **મિથ્રેદેતિસ** ભરવાડે તે બાલકને કેવી રીતે ઉછેર્યું, તથા તેનું નામ શું રાખ્યું? **કુરૂસે** એક વેલા રમતમાં કોણને માર મરાવ્યો હતો? આથી પેલો ઉમરાવ તેની ફર્યાદ કોણ પાસે લઈ ગયો? **આસ્તૈયજીસે** તેને શા પરથી ઓળખી કાઢ્યો હતો, તથા તેના જીવતા રેહેવાની કોણથી ખબર મેલવી હતી? આથી તેણે **હારપેગસને** તથા **કુરૂસને** શું કીધું હતું? હવે **હારપેગસે આસ્તૈયજીસ** ઉપર હુમલો કરવાને કોણને ઉસ્કેર્યા હતા? તેઓ સઘલાઓ વચ્ચે ક્યાં લડાઈ થઈ હતી? તે લડાઈમાં કોણ હાર્યું હતું? આથી **મીડિયાનું** રાજ્ય કોણને હસ્તક થયું હતું? આ બીના ક્યાં વર્ષમાં બની હતી? **આસ્તૈયજીસે** કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું?

---

# પત્ર ૧૩ મો.

મારી પ્યારી દીકરી,

તમોએ મારા ગયા પત્રમાંથી જાણ્યું હશે કે **ઈરાનનું** રાજ્ય ઈ૦ સ૦ પૂ૦ ૫૫૮ માં **કુરૂસને** હસ્તક આવ્યું હતું. તેની આગમજ લાંબી મુદત સુધી તે **આસિરિયન** તથા **મીડિયન** લોકોના હાથમાં હતું. મેં તમને આગલ જણાવ્યું તે પ્રમાણે આ **મીડિયન** લોકો પણ જરથોસ્તીજ હતા. લેકીન તેઓ અને ઈરાનીઓ વચ્ચે કાંઈ રાજદ્વારી અથવા ધર્મસંબંધી સબબોને લીધે મોટું વેર ચાલતું હતું.

**કુરૂસના** જન્મને લગતી હકીકત તમોએ મારા છેલ્લા પત્રમાંથી જાણી હશે. એના વડવાઓ ઈરાનના મુલકોના ખંડીઆ રાજા હતા, તેઓને **હખામનીસ** અથવા **એકીમીનિસ** વંશના રાજા કરી કેહેતા હતા; કેમકે એ વંશનો પેહેલો રાજા **હખામનિસ** કરી હતો, કે જે ઈ૦ સ૦ પૂ૦ ૭૦૦ વર્ષ ઉપર **ફારસના** પ્રાંતમાં રાજ્ય કરી ગયો હતો. તેની પછી **ચીસપાઈસ, કબુજીય, કુરૂસ** તથા **કબુજીય-બીજાએ** રાજ્ય કર્યું હતું. આ છેલ્લો રાજા **કબુજીય-બીજો આસ્તૈયજીસની** દીકરી **મેનદેનનો** ભરથાર તથા **કુરૂસનો** બાપ હતો.

"આ વેળા **એશિઆની** પશ્ચિમ દિશાએ ત્રણ જુદાં જુદાં રાજ્યો હતાં, એકતો **ઈરાનનું**; બીજું **લિડિયાનું**; અને ત્રિજું **બાબિલોનિયાનું**. એ માહેલાં પેહેલાં રાજ્યનો વડો **સાઈરસ** (કુરૂસ) હતો, અને તેનું પાયતખ્ત **એકબેટાના** હતું. બીજાંનો રાજા **ક્રિસસ** કરી હતો, અને

તેની રાજધાની સાર્ડિસ હતી. ત્રિજાનો રાજા બેલશાઝર હતો, અને તેનું પાયતખ્ત બાબિલોનમાં હતું."

કુરૂસના ઈરાનનાં તખ્ત ઉપર આવ્યા પછી ઈ૦ સ૦ પૂ૦ ૫૪૬ માં લિડિયાના રાજા ક્રિસસે પોતાના બનેવી આસ્તેયજીસનું વેર લેવા માટે તેની ઉપર ચઢાઈ કીધી. કુરૂસે તેની સાથે બે દિવસ લગણ લડાઈ કરી તેને હરાવ્યો, અને લિડિયાનું રાજ્ય પોતાના સ્વાધીનમાં લીધું. ત્યારબાદ એણે "બેકત્રિયાન તથા સાકી લોકોને જીત્યા. તેમજ હરકેનિયા પાર્થિયા, સોગદિયાના, ખોરાસ્મિયા, એરિયા તથા બીજા કેટલાએક મુલકો હાથ કીધા."

પછી ઈ૦ સ૦ પૂ૦ ૫૩૮ માં એણે બાબિલોનિયાનાં રાજ્ય ઉપર ચઢાઈ કરી. આ ચઢાઈમાં એને પુષ્કળ મેહેનત પડી હતી; કેમકે બાબિલોનના લોકોએ મીડિયન લોકોના હુમલાની ધાસ્તીને લીધે પોતાનાં શેહેરના બંચાવને માટે મજબૂત ઉપાયો કરી રાખેલા હતા; તથા આ ચઢાઈની ખબર પડતાંજ શેહેરમાં ખોરાકી તથા બીજો ઘણો સામાન ભરી રાખી લડાઈ કરવાને સાંમા ન થતાં શેહેરમાં ભગાઈ બેઠા હતા. આથી કુરૂસે તેમનાં શેહેર ઉપર ઘણું સુધી ઘેરો ઘાલ્યો, અને પછી એક તેહેવાર, કે જે દાહાડે સઘલા. બાબિલોનિયનો મોજમજામાં પડેલા હતા, તે દિવસે યૂફ્રેતિસ નદીનાં પાણીને એક નેહરને રસ્તેથી ઓછું કરી ત્યાંથી તે લશ્કર સહિત શેહેરમાં દાખલ થયો, અને તે જીતી લીધું.

કુરૂસનાં મરણ વિષે ઘણાકો જુદાં જુદાં કારણો બતાવે છે. એ ૨૯ વર્ષ રાજ્ય ચલાવી ઈ૦ સ૦ પૂ૦ ૫૨૯ માં મરણ પામ્યો હતો. એણે આપણે આગલ જોયું તેમ લિડિયા તથા બાબિલોનનાં રાજ્યો જીતી લીધાં હતાં, તથા જરથોસ્તી દીનને પણ પાછી જાહોજલાલીમાં લાવ્યો હતો. એ પોતે ઘણો લડાયક, બહાદૂર, તથા ચંચલ હતો. એને પેટે બે દીકરા અને બે દીકરીઓ હતી, જેમાં કબુજીય (ત્રિજો) વડો હોવાથી તેને ઈરાનનું રાજ્ય મળ્યું હતું. એનાં રાજ્યની બીના આવતા પત્રમાં તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

ઈરાનનું રાજ્ય કુરૂસને હસ્તક આવ્યું તેની આગમજ કોણના હાથમાં હતું? આ મીડિયન લોકો કોણ હતા? કુરૂસના વડવાઓ

કોણ હતા, તથા તેમને કયા વંશના કેહેતા હતા? એ વંશનો પેહેલો રાજા કોણ હતો, તથા તે કયાં વર્ષમાં અને કયાં પ્રાંતમાં રાજ્ય કરી ગયો હતો? એની પછી તથા કુરૂસની આગમજ કોણ કોણ રાજ્ય કરી ગયા હતા? આ વેળા એશિઆની પશ્ચિમે કયાં મોટાં રાજ્યો હતાં? આ ત્રણે રાજ્યના વડાઓ કોણ હતા, તથા તેમની રાજધાની કયાં હતી? કુરૂસના ઇરાનનાં તખ્ત ઉપર આવ્યા પછી કોણે તેની ઉપર ચઢાઇ કીધી હતી. અને તેમાં કોણ હાર્યું હતું? આથી લિડિયાનું રાજ્ય કોણને સ્વાધીન થયું હતું? કુરૂસે એ સિવાય બીજા કયા મુલકો જીત્યા હતા? ઇ૦ સ૦ પૂ૦ ૫૩૮ માં એણે કયાં ચઢાઇ કીધી હતી? બાબિલોનના લોકોએ આથી શું કીધું હતું? કુરૂસ તેઓનાં શેહેરમાં કેવી રીતે દાખલ થયો હતો, તથા તે કેમ જીતી લીધું હતું? કુરૂસને પેટે કેટલાં છોકરાં હતાં? એણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું, તથા કયાં વર્ષમાં મરણ પામ્યો હતો? એની પછી ઇરાનનાં તખ્ત ઉપર કોણ આવ્યો હતો?

---

# પત્ર ૧૪ મો.

મારી પ્યારી દીકરી,

મારા છેલ્લા પત્રમાં મેં તમને **કુરૂસ**નાં રાજ્યની બીના લખી હતી. હવે આપણ તેના દીકરા **કબુજીય** (ત્રિજા) નાં રાજ્ય ઉપર આવીએ. એ ઇ૦ સ૦ પૂ૦ ૫૨૯ માં ઇરાનનાં તખ્ત ઉપર આવ્યો હતો. યુનાની તવારીખ કર્ત્તાઓ એને **કેમબેસિસ** કરી લખી ગયાછે, તખ્ત ઉપર આવ્યા પછી એણે **મિસર** દેશ ઉપર કાંઇ ચોથાઇનો વાંધો પડવાથી ચઢાઇ કીધી, અને ત્યાંના પાદશાહ **સેમેનિટસ**ને પકડી કેદ કર્યો; પણ પછી પાછો છોડી મુકી એક બંડીઆ રાજા તરીકે તેને પોતાના મુલકમાં રાજ્ય ચલાવવા દીધું; પણ વળી પાછો તેણે ઇરાન ઉપર બળવો ઉઠાવ્યાથી **કબુજીય**એ તેને મારી નાખ્યો, અને **મિસર** દેશ પોતાને હસ્તક લઇ ત્યાં એક હાકેમ ઠેરવ્યો.

ત્યારબાદ **કબુજીય**એ ત્રણ ઠેકાંણે ચઢાઇઓ કરવાનો ઇરાદો કર્યો હતો. પેહેલાં તે **ઇથોપ્યા** તરફ પોતે લશ્કર લઇ ગયો, પણ ત્યાં તે પુગે તેની આગમજ તેનાં લશ્કરને ભુખમરો લાગ્યાથી પાછું ફરવું પડયું; તથા બીજું એક લશ્કર કે જે એણે **લિબિયા**નાં જંગલ તરફ મોકલ્યું હતું, તેને પણ રેતીનું એક મોટું તોફાન લાગ્યાથી પાછું ફરવું પડયું; તથા **કાર્થેજ** તરફ તે એક લશ્કર મોકલવા ધારતો હતો તે વિચાર તેને માંડી વાલવો પડ્યો, કેમકે તેની દરિયાવર્ધી

ફોજ કે જેમાં સઘલા **ફીનિશિયન** સિપાહો હતા, તેઓએ પોતાના **કાર્થેજીનિયન** ભાઈબંધો સાંમે હથિયાર પકડવાને સાફ ના પાડ્યું. આથી તેનાં મન પર ઘણી ખરાબ અસર થઈ, અને ઈરાન તરફ પાછો ફરતાં તે **મિસર** દેશનાં **મેમફિસ** નામનાં શેહેરમાં ગયો, તથા ત્યાંના લોકો વિષે કાંઈ ખરાબ શક ઉપજ્યાથી તેઓ સાથે ઘણી ઘાતકી ચાલ ચલાવવા લાગ્યો; અને તેઓનાં ધર્મનાં મકાનો તારાજ કીધાં, તથા પોતાના **બરદિય** નામના નહાના ભાઈને પણ છુપી રીતે મારી નખાવ્યો. આ **બરદિયને** યુનાનીઓ **સ્મરદિસને** નામે લખી ગયાછે.

હવે **બરદિયને** મારી નાખવાથી **પતીજાઈથિસ** નામનો એક-મીડિયન, કે જેને **કબુજીયએ** **મિસર** જવા આગમજ પોતાનાં ઈરાનનાં રાજ્યનો કારભાર સોંપ્યો હતો; તેનો પણ **સ્મરદિસ** નામે એક ભાઈ હતો, કે જેના કાન **કુરૂસ** પાદશાહે કાંઈ વાંકસર કપાવી નાખ્યા હતા; અને તે **બરદિયનાં** સ્વરૂપને ઘણો ખરો મળતો આવતો હતો, તેને ઈરાનનાં તખ્ત ઉપર **કુરૂસના** દીકરા **બરદિયને** નામે બેસાડ્યો. આ વાતની જેવી **કબુજીયને** ખબર પડી તેવોજ તે **મિસરથી ઈરાન** આવવાને નીકલ્યો, પણ વાટમાંજ કાંઈ કજાથી મરણ પામ્યો. એણે ૭ વર્ષ રાજ્ય કર્યું હતું, અને ઈ૦ સ૦ પૂ૦ ૫૨૨ માં મરણ પામ્યો હતો.

મરણ પામવા આગમજ એણે કેટલાએક ઈરાનીઓને બોલાવ્યા, અને તેઓ આગલ ખોલ્લી રીતે કબુલ કર્યું કે તેણે પોતે પોતાના ભાઈ **બરદિયને** મારી નખાવ્યો હતો, અને આ ઠગારો **બરદિય** તો એક મીડિયનછે, માટે તમોએ ઈરાની પાદશાહ સિવાય કોઈ બીજાના અમલમાં રેહેવું નહિ. આ તેનું બોલવું કોઈએ ખરૂં માન્યું નહિ, અને પેલો ઠગારો **બરદિયને** નામે રાજ્ય ચલાવવા લાગ્યો, તેણે સાત મહિના વગર હરકતે રાજ્ય ચલાવ્યું, પણ આઠમે મહિને તેની ઠગાઈ તેના કાપેલા કાનપર કોઈની નજર પડવાથી માલમ પડી આવી, અને તેથી **પરસિસ** અથવા **ફારસનો** નામીચો હાકેમ **દારયવુસ–વિશ્તાસ્પ** તથા બીજા છ ઈરાની ઉમરાવોએ મલી એનો અંત આણ્યો, અને **દારયવુસને** ઈરાનનાં તખ્ત ઉપર બેસાડ્યો. એનાં રાજ્યની બીનાં **ઈરાન** તથા **યુનાનની** તવારીખોમાં ઘણી યાદગારી ભરેલીછે, તે આવતા પત્રમાં હું તમારી ઉપર લખી મોકલીશ.

**હું છું તમારો વાહાળો બાપ.**

## સવાલો.

કમ્બુજીયએ તખ્ત ઉપર આવ્યા પછી કયાં, અને શા માટે ચઢાઈ કીધી હતી, તેથા તેમાં કોણ કેદ પકડાયું હતું? કમ્બુજીયએ તેને પાછું કેવી રીતે રાજ્ય ચલાવવા દીવું? પછી તેને શા માટે મારી નાખ્યો હતો? કમ્બુજીયએ કયાં ચઢાઈઓ કરવાનો ઠરાવ કર્યો હતો? તે બધેથી તેને શા માટે નિષ્ફલ થવું પડયું હતું? ઈરાન તરફ પાછાં ફરતાં એણે કયાં શેહેરના લોકો સાથે ઘાતકી ચાલ ચલાવી હતી, તથા કોણને છુપી રીતે મારી નાખ્યો હતો? આથી ઈરાનનાં તખ્ત ઉપર કોણ, અને કયાં નામથી બેઠો હતો? કમ્બુજીયને આ વાતની ખબર પડવાથી તે કયાં જવાને નિકળ્યો? રસ્તામાં એ શાથી મરણ પામ્યો હતો? એણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું, તથા કયાં વર્ષમાં મરણ પામ્યો હતો? મરણ પામવા આગમજ એણે કેટલાક ઈરાનીઓ આગલ શું કહ્યું હતું? તેનું આ બોલવું કોઈએ ખરૂં માન્યું હતું કે નહિ? આથી ઈરાનમાં કોણે રાજ્ય ચલાવ્યું? તેની ઠગાઈ લોકોને શાથી માલમ પડી આવી હતી? આથી એનો અંત કોણે આણ્યો હતો? એની પછી ઈરાનનું રાજ્ય કોણને હસ્તક થયું હતું?

---

## પત્ર ૧૫ મો.

મારી પ્યારી દીકરી,

મેં તમારી ઉપર છેલ્લો પત્ર લખ્યા પછી આ પત્ર લખવાને હમેશ કરતાં વધારે દિવસો લાગ્યાછે અને તેનું કારણ હું ધારૂંછું કે તમે સમજયાં હશો; કેમકે મેં તમને ગયા પત્રમાં લખ્યું હતું કે **દારયવુસ-વિશ્તાસ્પનું** રાજ્ય **ઈરાન** તથા **યુનાનની** તવારીખોમાં ઘણું યાદગારી ભરેલુંછે, અને તેથી તે લખતાં જરા વધારે વખત લાગ્યોછે; અને જો તમે પોતે પણ તે ઉપર જરા વધારે વખત રોકી ધ્યાનથી વાંચશો, તો તમને માલમ પડશે કે આગલ એક વખત એવો પણ હતો, કે જયારે "આપણા અસલી ઈરાનીઓનો રોબ છેક દૂર દેશોમાં પણ બેઠો હતો."

તમે જાણતાં હશો કે **દારયવુસ-વિશ્તાસ્પ** ઈ૦ સ૦ પૂ૦ **૫૨૨** માં પેલા ઠગારા **બરદ્દિયને** મારી નાખી **ઈરાનનાં** તખ્ત ઉપર બેઠો હતો. યુનાનીઓ એને **દારાયસ-હિસ્તાસ્પિસને** નામે લખી ગયાછે. એના તખ્ત ઉપર આવ્યા પછી **બાબિલોનના** લોકોએ ઈરાનીઓથી સ્વતંત્ર થવા માટે એક હુલડ ઉઠાવ્યું. **દારયવુસે** આથી ૨૦ મહિના

લગણુ તેઓનાં શેહેરને ઘેરો ઘાલ્યો, પણ તેઓએ તેને ફાવવા દીધો નહિ, અને બહાદૂરીથી સાંમે થયા, પણ આખરે એક ઇરાની સરદારે કાંઈ હીકમતથી તેઓનાં શેહેરમાં દાખલ થઈ તેમનાં લશ્કરમાં એક મોટો ઓહ્દો મેલવ્યો, અને પછી બાબિલોન ફતેહ કરી દારયવુસને સોંપ્યું. દારયવુસે તેઓ ફરીથી હુલડ નહિ ઉઠાવે તેને માટે ચોકસ ઉપાયો કીધા, અને પછી પોતાનાં રાજ્યમાં ઘણાએક સુધારો કર્યો. એણે પોતાનાં આખાં રાજ્યને વીસ ભાગોમાં વેહેંચી નાખ્યું હતું; અને તે દરએક ઉપર રાજ્ય ચલાવવાને એકેકો સેત્રપ અથવા હાકેમ નેમ્યો હતો; તથા દરએક ભાગમાંથી એક ચોકસ વાર્ષિક કર લેતો કીધો હતો.

પછી દારયવુસે સિથ્યાના મુલક ઉપર ચઢાઈ કરવાને ઘોડેસ્વાર તથા પાયદળ મળી ૭૦૦૦૦૦ માણસોની એક ફોજ તથા ૬૦૦ લડાઈનાં વહાણો એકઠાં કીધાં, તથા ડાન્યૂબ નદી ઉપર મછવાનો એક તરાપો બંધાવી તે પરથી લશ્કર સહિત ઓલંગી ગયો, પણ ત્યાં સિથ્યન લોકો તેનાં લશ્કરની આસપાસ ફરી વળ્યા, અને કેટલુંએક નુકસાંન કર્યું, કે જેથી તેને લશ્કર સહિત ડાન્યૂબ નદી ઓલંગી પાછું હઠવું પડ્યું.

હવે દારયવુસે પોતાના મેગેબેજસ નામના એક સરદારને થ્રેસ જીતી લેવા મોકલ્યો, કે જે તેણે કેટલીએક લડાઈઓ કરી પોતાને તાબે કરી લીધો, તથા બીજાં કેટલાંએક યુનાની સંસ્થાનો પણ જીતી લીધાં. ત્યાર પછી તેણે માસિડનનો મુલક જીત્યો, તથા ત્યાંના લોકોને તાબે કીધાં.

દારયવુસે હવે પોતાના ભાઈ આર્ત્તાફ્રનિસને સાડિસનો હાકેમ નેમ્યો, તથા ઓતાનિસ નામના એક સરદારને કોસ્તા આગલનાં લશ્કરનો સેનાપતિ ઠેરવ્યો. આ નવા સરદારે પ્રોપોનટીસ આગલનાં કેટલાંએક યુનાની શેહેરોને એક પછી એક ઇરાનીઓને તાબે કરી લીધાં. પછી તેણે બાઈજિનશિયમ, કેલસિદોન, અનેતાન્દ્રુસ અને લેમપોનિયમ એ ચાર શેહેરો જીતી લીધાં, તથા પીલેસગી નામના ઘાતકી લોકો, કે જેઓ લેમોસ અને ઈમબ્રોસનાં ટાપુઓમાં રેહેતા હતા, તેઓને પણ તાબે કરી લીધાં.

હવે "આ ફતેહોથી તમામ યુનાન દેશ ઈરાનનાં નામથી થરથર કાંપવા લાગ્યો. સિંધુ નદીના મુખથી તે છેક થેસિલી સુધીનો આબાદ અને ફલવંત મુલક દારયવુસના હાથમાં આવ્યો; અને ઉગમણથી તે આથમણ સુધીના તમામ સુધરેલા દેશોમાં કાવીઆની ઝુંડો પાછો ઉડવા લાગ્યો."

વળી ઇરાનીઓને કેટલેએક ઠેકાણે લડાઇઓ કરવાને એક ઠીક ટાંકણું મલી આવ્યું હતું. એકતો **આથન્સ**નાં લોકોએ પોતાના પાદશાહ **હિપીઅસ**ને દેશનિકાળ કીધો હતો, તેણે આવી **સાડિસ**ના હાકેમ **આર્ત્તાફ્રનિસ**ની મદદ માગી, તથા **ઇજીયન સમુદ્ર** માહેલા **નોક્ષસ**ના ટાપુના કેટલાએક મોટા વર્ગના લોકોને પણ ત્યાંથી દેશનિકાળ કર્યાથી તેઓએ પોતાનાં દેશ ઉપર હુમલો કરવાને **માઇલીટસ**ના હાકેમ **આરિસ્તાગોરાસ**ની મદદ માગી. **આરિસ્તાગોરાસે** પોતાની સાથે **આર્ત્તાફ્રનિસ**ની મદદ માગી. **આર્ત્તાફ્રનિસે** તેને માટે **સૂસા**થી **દારયવુસ**નો હુકમ મંગાવ્યો. તે હુકમ મળ્યાથી તેણે એક મોટું લશ્કર તથા ૨૦૦ વહાણોનો એક કાફલો **મેગેબેતિસ** નામના એક ઇરાનીની સરદારી હેઠલ **આરિસ્તાગોરાસ**ની મદદે મોકાળ્યો.

**આરિસ્તાગોરાસ** આ કાફલો તથા લશ્કર લઇને **ચિયાસ**નાં ટાપુ આગલ ગયો, પણ ત્યાં તેને **મેગેબેતિસ** સાથે કાંઇ કજીયો થવાથી છેલ્લાએ **નોક્ષસ**ના લોકોને આ હુમલા વિષે આગમજથી ચેતવણી આપી. આથી તેઓએ સઘલી તૈયારી કરી રાખી, અને ઇરાનીઓની સાંમે બહાદૂરીથી લડ્યા. **આરિસ્તાગોરાસ**ને આથી નિષ્ફલ થઇ **અયોન્યા** તરફ જવું પડ્યું, અને ત્યાં તેણે લોકોને ઇરાનની સાંમે બલવો કરવાને ઉસ્કેરી પોતે તેઓનો હાકેમ થયો.

હવે **આરિસ્તાગોરાસ આથન્સ** તથા ઇરિત્રિયાના લોકોથી મદદ મેલવી **દારયવુસ**ની સાંમે લડાઈ કરવાને પ્રથમ **ઈફીસસ** ગયો. અને ત્યાંથી **સાર્ડિસ** જઈ તે શેહેર બાલી નાખ્યું. પછી **દારયવુસ**ના ભાઈ **આર્ત્તાફ્રનિસે** આવી તેની સાંમે લડાઇ કરી તેને હરાવ્યો. આથી તે નાસી ગયો, અને **કેરિયા** તથા **સાઇપ્રસ**માના યુનાનીઓને પોતાની તરફેણમાં લીધા. ઈરાનીઓએ **ફીનિશિયન** લોકોની મદદ લીધી, અને તેઓ સામે એક મોટી લડાઇ કરી તેમને હરાવ્યા, તથા **આરિસ્તાગોરાસ**ને મારી નાખ્યો.

**આરિસ્તાગોરાસ**ના માર્યા જવાથી તેના કાકા **હિસ્તીઅસે અયોન્યા**ના લોકોને ઉસ્કેરી તેઓ પાસે એક બીજો બલવો કરાવ્યો. આથી પાછી તેઓ અને ઇરાનીઓ વચ્ચે લેડાના ટાપુ આગલ એક મોટી લડાઇ થઈ, જેમાં **અયોન્યા**ના લોકો તદન હાર્યા ગયા. પછી ઇરાનીઓએ **ફીનિશિયનો**ની મદદથી **માઇલીટસ**ને ઘેરો ઘાલી તેનો નાશ કીધો. આથી જે જે યુનાની ટાપુઓ તથા શેહેરો ઇરાનીઓની

સાંમે બલવો ઉઠાવવામાં સામેલ હતાં તે સઘલાં તેમને હસ્તક થયાં; અને હિસ્તીઅસને સાર્ડિસ લઈ જઈ ત્યાં તેને ફાંસી દેવડાવ્યો.

મારી પ્યારી દીકરી, આ પત્ર લાંબો થવાથી તે અત્રેજ પુરો કરૂં-છું, અને દારયવુસનાં રાજ્યની બાકીની બીના આવતા પત્રમાં પુરી કરીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

દારયવુસ-વિશતાસ્પ ક્યાં વર્ષમાં ઈરાનનાં તખ્ત ઉપર બેઠો હતો? યુનાનીઓ એને કયે નામે લખી ગયાછે? એના તખ્ત ઉપર આવ્યા પછી ક્યા લોકોએ, અને શા માટે હુલડ કર્યું હતું? દારયવુસે કેટલા મહિના લગણ તેઓનાં શેહેરને ઘેરો ઘાલ્યો હતો? પછી બાબિલોનનું રાજ્ય એને હસ્તક કેમ થયું હતું? એણે પોતાનાં રાજ્યને કેટલા ભાગમાં વેહેંચ્યું હતું? પછી દારયવુસે સિથ્યા ઉપર ચઢાઈ કરવાને કેટલાં માણસોની ફોજ તથા કેટલાં વહાણો એકઠાં કીધાં હતાં? પછી તે લશ્કર સહિત કેઈ નદી ઓળંગી ગયો હતો? સિથ્યાના લોકોએ એને શું કીધું હતું? હવે દારયવુસે મેગેબેજસને ક્યો દેશ જીતી લેવા મોકલ્યો હતો? તેણે તે જીત્યો હતો કે નહિ? હવે દારયવુસે કોણને સાર્ડિસનો હાકેમ નેમ્યો હતો, તથા કોસ્તા આગલનાં લશ્કરનો કોણને સેનાપતિ ઠરાવ્યો હતો? આ નવા સરદારે ક્યાંનાં શેહેરો શરણ કીધાં હતાં, અને ક્યાં ચાર શેહેરો જીતી લીધાં હતાં, તથા ક્યા ઘાતકી લોકોને તાબે કીધા હતા? ક્યા દેશનિકાળ પાદશાહે અર્ત્તાફ્રનિસની મદદ માગી? બીજા ક્યા લોકોએ માઈલીટસના હાકેમ આરિસ્તાગોરાસની મદદ માગી હતી? આરિસ્તાગોરાસે પોતાની સાથે કોણની મદદ માગી? આર્ત્તાફ્રનિસે તે માટે કોણનો હુકમ મંગાવ્યો હતો? તે હુકમ મલ્યાથી તેણે શું કીધું હતું? આરિસતાગોરાસ આ કાફલો લઈ ક્યાં ગયો હતો? હવે મેગેબેતિસે શું કીધું હતું? આથી નોક્ષસના લોકોએ શું કીધું હતું? આરિસ્તાગોરાસે હવે કોણને બલવો કરવાને ઉસ્કેર્યા? તે દારયવુસની સાંમે લડાઈ કરવાને પ્રથમ ક્યાં ગયો? પછી તેણે કયું શેહેર બાલી નાખ્યું હતું? આથી કોણે લડાઈ કરી તેને હરાવ્યો હતો? આરિસ્તાગોરાસે પછી ક્યા લોકોને પોતાની તરફેણમાં લીધા હતા? ઈરાનીઓએ કોણની મદદથી તેમને હરાવ્યા હતા? આરિસ્તાગોરાસનું તેમાં શું થયું હતું? આથી તેના કાકા હિસ્તીઅસે કોણને ઉસ્કેરી પાછો બલવો કરાવ્યો હતો? તેઓ અને ઈરાનીઓ વચ્ચે ક્યાં લડાઈ થઈ હતી, તથા તેમાં કોણ હાર્યું હતું? પછી ઈરાનીઓએ ક્યાં તથા કોણની મદદથી ઘેરો ઘાલ્યો હતો? આથી ક્યા ટાપુઓ ઈરાનીઓને હસ્તક થયા હતા? પછી હિસ્તીઅસને ક્યાં લઈ ગયા અને તેનું શું થયું?

---

# પત્ર ૧૬ મો.

મારી પ્યારી દીકરી,

ગયા પત્રમાં મેં તમને દારયવુસ-વિશતાસ્પનાં રાજ્યની ખીના ઈરાનીઓએ ફીનિશિયનોની મદદથી માઈલીટસને ઘેરો ઘાલી તેનો નાશ કીધો. તથા હિસ્તીઅસને સાર્ડિસ લઈ જઈ ફાંસી દીધો, ત્યાં લગણ લખી હતી. હવે આ પત્રમાં હું દારયવુસનાં રાજ્યની ખીના પુરી કરવા ધારૂંછું.

દારયવુસે હવે આથન્સ તથા ઈરીત્રિયાના લોકો ઉપર સાર્ડિસ બાલી નાખવાનું વેર લેવાની ઇચ્છા કીધી; અને તેટલા માટે તેણે પોતાના જમાઈ માર્દોનિઅસને એક મોટું લશ્કર આપી મોકલ્યો. માર્દોનિઅસે પ્રથમ અયોન્યામાં જઈ યુનાનનાં કેટલાંએક શેહેરોના રાજાઓને પદભ્રષ્ટ કરી ત્યાં પ્રજાસત્તાક રાજ્ય ચલાવવાની તથા ઈરાનના પાદશાહને ચોથાઈ આપવાની તેઓ સાથે ગોઠવણ કીધી. પછી તેણે હેલેસ્પાન્ત જઈ લશ્કરની સાથે થ્રેસને માર્ગે યુરોપ તરફ કુચ કરવાનું શરૂ કીધું. રસ્તામાં તેણે થેસસનો ટાપુ જીતી લીધો. ત્યારબાદ તેણે પોતાનાં દરિયાઈ લશ્કરને એથોસના પહાડ આગલનો ભૂશલાકો ઓલંગી થરમાના અખાત ભણી મોકલ્યું, પણ માઠાં ભાગ્યે કરીને આ ભૂશલાકો ઓલંગતી વેળાએ એક મોટું તોફાન થઈ આવ્યું, કે જેથી આ કાફલાનો મોટો નાશ થયો. વળી તેનાં ખુશ્કી પરનાં લશ્કર ઉપર પણ રાતની વેળાએ બ્રાઈજીસ નામના થ્રેસના એક ટોળાએ હુમલો કીધો કે જેમાં માર્દોનિઅસ ઘાયલ થયો હતો. આથી એણે આગલ વધવું બંધ કીધું, અને બાકીનાં લશ્કરને પાછું ઈરાન મોકલી દીધું.

આવી રીતે લશ્કરનાં પાછાં ફરવાથી દારયવુસને ઘણી નાસિપાસી ઉપજી હતી. તેણે યુનાનનાં જે શેહેરો હજુ ઈરાનને શરણ નહિ થયાં હતાં તેમને તાબે કરવા, તથા આથન્સ અને ઈરીત્રિયા જીતવાને માટે બે વર્ષ લગણ મેહેનત કરી સીલીશિયાના મેદાનમાં એક મોટું લશ્કર એકઠું કીધું, અને ૬૦૦ વહાણો ભરી તેને સેમોસના ટાપુ તરફ મોકલ્યું.

આ લશ્કરે સેમોસથી યુબિયા તરફ જતાં માર્ગમાં નોક્ષસ, દિલાસ, ઇત્યાદિ કેટલાએક ટાપુઓ શરણ કીધા હતા. યુબિયા તરફ જઈ પોહોંચ્યા પછી તેણે ઈરીત્રિયા ઉપર ઘેરો નાખ્યો હતો. ત્યાંના

લોકો કેટલાએક દિવસ લગણ સાંમે થયા હતાં, પણ પછી ઈરાનીઓએ તેમને કેદ કીધા હતા. અને તેમનું શેહેર લૂટી ત્યાંનાં કેટલાંએક દેહેરાં બાલી નાખ્યાં.

પછી તેઓ **આથન્સ** જીતવા **એટીકા** તરફ ગયા, અને ત્યાં જઈ **આથન્સ**ની ઉત્તરે ત્રીસ મૈલ દૂર **મારાથાન**ના મેદાનમાં છાવણી કીધી. **આથન્સ**નાં લશ્કરની સરદારી **મીલટાએદિસ** નામના એક સરદારના હાથમાં હતી, અને તેની સારી ગોઠવણોથી તે લશ્કરે ઈરાની લશ્કર કરતાં પોતાની થોડી સંખ્યા હોવા છતાં પણ બહાદૂરીથી લડાઈ કીધી, અને તેમાં ઈરાનીઓની હાર થઈ. આ લડાઈને **મારાથાન**ની લડાઈ કરી કહેછે, અને તે ઈ૦ સ૦ પૂ૦ ૪૯૦ માં થઈ હતી.

હવે જ્યારે **દારયવુસ**ને ઈરાનીઓની આ હારની ખબર થઈ, ત્યારે તેને પોતે જાતે **આથન્સ** અને આખા **યુનાન** ઉપર લડાઈ લઈ જવાનો ઠરાવ કર્યો. આ કારણસર તેણે પોતાના આખા દેશમાંથી ઘોડેશ્વાર, પાયદળ, તથા દરિયાઈ લશ્કર એકઠું કરવાનો હુકમ કીધો. આ લશ્કર એકઠું કરતાં લગભગ ત્રણ વર્ષ થવા આવ્યાં. તેટલામાં ઈ૦ સ૦ પૂ૦ ૪૮૭ માં **મિસર** દેશના લોકોએ એક બલવો ઉઠાવ્યો, કે જે બેસાડી દેવા તથા આખો **યુનાન** દેશ જીતવા જવાની તે તૈયારીમાં હતો, તેવામાં ઈ૦ સ૦ પૂ૦ ૪૮૫ માં એ પોતાની ૬૩ વર્ષની ઉમરે મરણ પામ્યો. એણે ૩૭ વર્ષ રાજ્ય કર્યું હતું.

એ પાદશાહે આપણે આગલ જોયું તેમ **ઈરાન**નાં રાજ્યમાં મોટો સુધારો કર્યો હતો, તથા ઈરાનનો ચોતરફ રોબ બેસાડ્યો હતો. એ પોતે મોટાં મનનો, સારી ખાસીયતનો, તથા દયાલુ પાદશાહ હતો. એના વખતના કેટલાએક લેખો આપણને પહાડો ઉપરથી મલી આવ્યાછે. તેમાં એ પોતાનું તથા પોતાનાં રાજ્યનું વર્ણન એક ઈતિહાસ કર્ત્તા તરીકે આપણી સાંમે મેલેછે, અને શોકર ખોદાતાલાના કે આ લેખો હજારો હાદેસાઓમાંથી આજ લગણ બંચી રહ્યાછે. **દારયવુસ** પાદશાહની પછી તેનો દીકરો **ખશયારસા** કે જેને યુનાનીઓ **જરક્ષીસ** કરી લખી ગયાછે તે **ઈરાન**નાં તખ્ત ઉપર બેઠો હતો. તેનાં રાજ્યનું વર્ણન આવતા પત્રમાં તમારી ઉપર લખીશ.

**હું છું તમારો વાહાળો બાપ.**

---

## સવાલો.

હવે દારયવુસે કયાં શેહેરોના લોકો ઉપર સાર્ડિસ બાલી નાખવાનું વેર લેવાની ઇચ્છા કીધી હતી? આ માટે તેણે કોણને લસ્કર આપી મોકલ્યો હતો? માર્દોનિઅસે અયોન્યામાં જઈ શું કીધું હતું? પછી તેણે કયાં કુચ કરવાનું શરૂ કીધું હતું? એણે પોતાનાં દરિયાઈ લસ્કરને ક્યાં મોકલ્યું હતું? તેનું પરિણામ શું નિપજ્યું હતું? તેનાં ખુસ્કી પરનાં લસ્કર ઉપર કોણે હુમલો કીધો હતો? આથી એણે બાકીનું લસ્કર ક્યાં મોકલી દીધું હતું? દારયવુસે હવે ક્યાં અને શા માટે એક મોટું લસ્કર એકઠું કર્યું હતું? તે કેટલાં વહાણો ભરી, તથા ક્યાં ટાપુ તરફ ગયું હતું? સેમોસથી પછી તે ક્યાં ગયું હતું? માર્ગમાં તેણે કયા ટાપુઓ તાબે કીધા હતા? યુબિયા તરફ ગયા પછી તેણે ક્યાં ઘેરો નાખ્યો હતો? પછી ઈરીત્રિયાના લોકોને શું કીધું હતું? તેઓ પછી કયું શેહેર જીતવા ગયા, અને ક્યાં છાવણી કીધી? આથન્સનાં લસ્કરની સરદારી કોણના હાથમાં હતી? આ લડાઈમાં કોણ હાર્યા હતા? એ લડાઈ ક્યાં વર્ષમાં થઈ હતી, તથા તેને ક્યાંની લડાઈ કરી કેહેછે? હવે દારયવુસે આથી શું ઠરાવ કર્યો હતો? આ કારણસર તેણે શું હુકમ કીધો હતો? આ લસ્કર એકઠું કરતાં કેટલાં વર્ષ થવા આવ્યાં હતાં? તેવામાં ક્યાં દેશના લોકોએ બલવો ઉઠાવ્યો હતો? તે એને બેસાડી દીધો હતો કે નહિ? એ ક્યાં વર્ષમાં મરણ પામ્યો હતો, તથા કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું? દારયવુસ પાદશાહ કેવી ખાસીયતનો હતો? એની પછી ઈરાનનાં તખ્ત ઉપર કોણ બેઠું હતું?

---

# પત્ર ૧૭ મો.

મારી પ્યારી દીકરી,

તમોએ મારા ગયા પત્ર ઉપરથી જાણ્યું હશે કે દારયવુસ-વિશતાસ્પની પછી તેનો દીકરો ખશયારસા કે જેને યુનાનીઓ જરક્ષીસ કરી લખી ગયાછે તે ઈરાનનાં તખ્ત ઉપર ઈ૦ સ૦ પૂ૦ ૪૮૫ માં બેઠો હતો. એ તખ્ત ઉપર આવ્યો ત્યારે એના બાપ દારયવુસે જે મોટું લસ્કર એકઠું કીધું હતું તે તૈયાર હોવાથી એણે પેહેલવેહેલાં તે લઈ મિસર દેશના લોકો, કે જેઓએ દારયવુસ પાદશાહના વખતમાં બલવો ઉઠાવ્યો હતો, તેમને ઈરાનને તાબે કીધા, તથા તેઓ ઉપર પોતાના હખામનિસ નામના ભાઈને હાકેમ નેમ્યો.

હવે ખશયારસાએ યુનાન ઉપર ચઢાઈ કરવાને એક મોટું લસ્કર એકઠું કરવા પોતાનાં રાજ્ય માહેલા સઘલા હાકેમો પર હુકમ મોકલ્યો.

આ સઘલું લશ્કર ઈ૦ સ૦ પૂ૦ ૪૮૧ નાં ચોમાસામાં **સાર્ડિસ** તરફ એકઠું થયું, અને **ખશયારસા** પોતે પણ ત્યાં આવી લશ્કરની સાથે મલી ગયો. ત્યાંથી પછી તે **હેલેસ્પાન્ત** ગયો, અને ત્યાંની સામુદ્રધુની પર એક મછવાનો તરાપો બંધાવ્યો, કે જેથી તેનાં લશ્કરને **એશિઆ**માંથી **યુરોપ**માં જવાને સેહેલથી બની શકે. આ તરાપો એક જબરદસ્ત તોફાન થઈ આવ્યાથી ભાગી ગયો, જેથી તેણે વધારે હુશિયાર કારીગરો પાસે બીજા બે મોટા તરાપા બંધાવ્યા.

ત્યારબાદ **ખશયારસા**નું લશ્કર મોટા દમામ સાથે તે તરાપા ઉપરથી **હેલેસ્પાન્ત**ની સામુદ્રધુની પસાર કરી **દોરીસકસ**ના કોરતા ભણી ગયું, અને ત્યાંનાં મેદાનમાં છાવણી કીધી. આ ઠેકાણે તેનાં લશ્કરની ગણત્રિ કીધી હતી, અને તેમાં નામીચા યુનાની ઈતિહાસ કર્ત્તા **હીરાદોતસ**ના જણાંવ્યા મુજબ "૪૬ કોમના લોકો હતા, તથા બધાં મલી ૧૭૦૦૦૦૦ પાયદળ, ૮૦૦૦૦ ઘોડેશ્વારો, અને તે ઉપરાંત કેટલીએક **લિબિયા**થી આવેલી રથો, **આર્બસ્થાન**થી આવેલાં ઉંટો, તથા તેઓની સાથેનાં નજદીક ૨૦૦૦૦ માણસો હતાં. તેમજ તેનો દરિયાઈ કાફલો પણ ઘણો મોટો હતો, તેમાં ૧૨૦૭ લડાઈનાં મોટાં વહાણો તથા ૩૦૦૦ નહાનાં વહાણો હતાં."

આ ગણત્રિ લીધાબાદ **ખશયારસા**એ **દોરીસકસ**થી પશ્ચિમ તરફ કુચ કરવાનું શરૂ કીધું, અને તેનું લશ્કર ત્રણ ભાગોમાં વેહેંચાઈ ગયું; તથા જ્યાંથી તેઓ પસાર થતા ત્યાંનાં યુનાની સંસ્થાનોને તાબે કરતા ગયા. પછી તેઓએ **આકાન્થસ** શેહેરમાં આવી ત્યાં છાવણી કીધી.

હવે યુનાનીઓએ પણ તેઓની સાંમે લડવાને તૈયારી કરવા માંડી. તેઓએ પોતાનાં કેટલાંએક સંસ્થાનોમાંથી મદદ ચાહી, લેકીન તે તેએને મલી શકી નહિ; પણ **થેસ્પી**, **પ્લેટી**, **આથેન્સ**, અને **સ્પાર્ટા**ના લોકોએ પોતાનાં દેશોને ઈરાનીઓથી સ્વતંત્ર રાખવા માટે બહાદૂરીથી લડવાનો યાતો માર્યા જવાનો ઠરાવ કીધો; અને એક મોટું લશ્કર એકઠું કરી તેની સરદારી **થેમિસ્તાકલીસ** નામના એક સરદારને આપી. તેઓએ ઈરાની લશ્કરને **થર્માપોલી** આગલ મલવાનો ઠરાવ કર્યો. **થર્માપોલી**નો રસ્તો **થેસેલી** અને **ફોસિસ**ની વચ્ચે આવેલોછે, તે સિદ્ધો અને એક સાંકડી ગલીના જેવોછે, તથા ત્યાં આગલ જો થોડાંક માણસોનું લશ્કર ઉભું રાખ્યું હોય તો સેહેલથી પોતાનો બચાવ કરી શકે; અને ઈરાની લશ્કરને માહે દાખલ થતાં અટકાવે. આ જગોએ

યુનાનીઓએ પોતાનું કેટલુંએક લશ્કર રાખ્યું, અને તેની સરદારી સ્પાર્ટાના એક પાદશાહ લ્યોનિદાસને આપી.

હવે ખશયારસા પણ થ્રેસ, માસિડન, અને થેસેલી પસાર કરી **થર્માપોલી** આગલ આવી પોહોંચ્યો. તેણે ત્યાં આવીને જોયું તો લ્યોનિદાસ એક નહાનું લશ્કર લઈ બહાદૂરીથી ઉભેલો હતો. ખશયારસાએ ધાર્યું કે તેને જોઈ તેઓ નાસી જશે, માટે ચાર દાહાડા લગણ તે થોભ્યો, પણ તેઓતો બહાદૂરીથી ત્યાં ઉભાજ રહ્યા. આથી તેણે લ્યોનિદાસને મોટી લાંચો આપવાની યુક્તિ કીધી જે તેણે તુચ્છકારી કાઢી. આ ઉપરથી ખશયારસાએ તેને હથિયારો સમેત શરણ થવાને ફરમાવ્યું, લ્યોનિદાસે ટુકમાંજ તેનો આ બે શબ્દોમાં જવાબ લખ્યો કે "આવો અને લ્યો." આથી ખશયારસાએ લડાઈ શરૂ કરવાને હુકમ કીધો, પણ **થર્માપોલી**નો રસ્તો નહાનો હોવાથી તેનાં ઘણાં માણસો ત્યાં જઈ શક્યાં નહિ, અને જે થોડાં જતાં તેમને લ્યોનિદાસનું લશ્કર મારી નાખતું.

આથી ખશયારસા ઘભરાટમાં પડ્યો, પણ **એફીઆલટિસ** નામના ત્યાંના એક રેહેવાસીએ આવી તેને એક બીજો રસ્તો દેખાડ્યો કે જયાંથી લ્યોનિદાસનાં લશ્કરને ઘેરી શકાય. ખશયારસાએ તુરત **હૈદારનિસ** નામના પોતાના એક સરદારને એક લશ્કરની ટુકડી આપી ત્યાં મોકલ્યો.

હવે લ્યોનિદાસે જોયું કે દુશમનની સાંમે થવું અશાક્યછે, તેથી પોતાનાં લશ્કરને છુટું મુકી ફકત ૩૦૦ સ્પાર્ટન સિપાહોની સાથે ત્યાં ઉભો રહ્યો. પછી તેણે ઇરાની લશ્કર સાથે ઘણા જુસ્સાથી એક લડાઈ કીધી, જેમાં તે પોતે તથા તેનું સઘલું લશ્કર માર્યું ગયું. આ લડાઈને **થર્માપોલી**ની લડાઈ કરી કેહેછે, અને તે ઇ૦ સ૦ પૂ૦ ૪૮૦ માં થઈ હતી.

મારી પ્યારી દીકરી, આ પત્ર પણ લંબાણ થવાથી ખશયારસાનાં રાજ્યની બાકીની બીના આવતા પત્રમાં તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

ખશયારસાએ તખ્ત ઉપર આવ્યા પછી ક્યાં દેશના લોકોને તાબે કીધાં હતાં, તથા તેઓપર કોણને હાકેમ નેમ્યો હતો ? એણે ક્યાં ચઢાઈ કરવા માટે એક મોટું લશ્કર એકઠું કરવાનો હુકમ કીધો હતો ? તે ક્યાં વર્ષમાં અને કઈ જગાએ એકઠું થયું હતું ? સાડિસથી ખશયારસા

ક્યાં ગયો હતો? તેણે ક્યાં અને શા માટે મછવાનો તરાપો બંધાવ્યો હતો? આ તરાપાનો શાથી નાશ થયો હતો? આથી તેણે બીજા કેટલા તરાપા બંધાવ્યા હતા? તે ઉપરથી તેનું લશ્કર ક્યાં ગયું, અને ક્યાં છાવની કીધી? તેનાં લશ્કરમાં **હીરોદોતસના** જણાવ્યા મુજબ કેટલી કોમના લોકો, તથા કેટલી પાયદળ અને ઘોડેસ્વાર હતા? આ ગણત્રિ લીધાબાદ **ખશાયારસાએ** ક્યાં કુચ કરવાનું શરૂ કીધું અને તેનું લશ્કર કેટલા ભાગોમાં વેહેંચાયું? પછી તેઓએ ક્યાં છાવણી કીધી હતી? યુનાનીઓએ તેઓની સાંમે લડવાને કોણની મદદ માગી? ક્યાં શેહેરના લોકોએ ઇરાનીઓની સાંમે બહાદૂરીથી લડવાનો ઠરાવ કીધો હતો? તેઓએ પોતાનાં સઘલાં લશ્કરની સરદારી કોણને આપી? ઇરાની લશ્કરને ક્યાં મલવાનો તેઓએ ઠરાવ કર્યો? **થર્માપોલી** ક્યાંછે, અને તેનો રસ્તો કેવોછે? આ જગોએ યુનાનીઓએ પોતાના લશ્કરની સરદારી કોણને આપી હતી? હવે **ખશાયારસા** ક્યાં મુલકો પસાર કરી **થર્માપોલી** આગલ આવી પૂગ્યો હતો? **લ્યોનિદાસને** ત્યાં ઉભેલો જોઇ તેણે શું ધાર્યું? તેનું ધારેલું ખરૂં પડ્યું કે ખોટું? **ખશાયારસાએ** આથી શું કીધું? **લ્યોનિદાસે** તે કબુલ કીધું કે નહિ? આથી **ખશાયારસાએ** તેને શું ફરમાવ્યું? **લ્યોનિદાસે** તેનો શું જવાબ વાલ્યો? પછી **ખશાયારસાનાં** લશ્કરનું શું થયું? તેને કોણે બીજો રસ્તો દેખાડ્યો? ત્યાં તેણે કોણની સાથે લશ્કરની એક ટુકડી મોકલી? હવે **લ્યોનિદાસે** આથી શું કીધું? તેઓ વચ્ચેની લડાઇમાં કોણ માર્યા ગયા? આ લડાઇને ક્યાંની લડાઈ કરી કેહેછે, તથા તે ક્યાં વર્ષમાં થઈ હતી?

---

# પત્ર ૧૮ મો.

**મારી પ્યારી દીકરી,**

ગયા પત્રમાં તમોએ **ખશાયારસાનાં** રાજ્યની બીના **થર્માપોલીની** લડાઇની આખરી સુધીની જાણી. હવે જે દાહાડે આ **થર્માપોલીની** લડાઇ થઇ તેજ દિવસે **યુબિયાના** ઉત્તર કોરતા તરફ **આર્ત્તીમિશિયમના** ભૂશલાકા આગલ યુનાની અને ઇરાનીઓ વચ્ચે એક બીજી દરિયાઈ લડાઇ થઇ. આ લડાઈમાં બન્ને બાજુ એકસરખી ઉતરી હતી.

હવે **ખશાયારસા** **ફોસિસમાં** ગયો, અને તેણે ત્યાંના કેટલાંએક શેહેરોને લૂટ્યાં તથા ખાલી નાખ્યાં. પછી તે **આથેન્સમાં** ગયો; ત્યાંના ઘણાએક લોકો આગમજથી પોતાનું શેહેર છોડી ગયા હતા, તથા થોડાએકો કીલ્લામાં ભરાઈ બેઠા, કે જયાંથી તેઓએ છેક અંતની ઘડી લગણ પોતાનો બંચાવ કીધો; પણ **ખશાયારસાએ** તે કીલ્લાનો તથા શેહેરનો નાશ કરી ખાક બરાબર કરી નાખ્યું.

પછી ખશયારસાને સેલેમિસમાં યુનાનીઓ સાથે એક લડાઈ થઈ હતી. આ લડાઈ દરિયામાં થઈ હતી, અને તેમાં યુનાનીઓની સ-રદારી થેમિસ્તાકલીસે લીધી હતી, તથા ઈરાનીઓપર ખશયારસા પોતે સરદારી કરતો હતો. બન્ને બાજુના લોકો ઘણી બહાદૂરીથી લડયા, પણ પવન સાંમેનો હોવાથી ઈરાનીઓને ઘણું નુકસાન થયું. એકતો તેઓનાં વહાણો બુલંદ તેથી ઘણી મુશ્કેલિઅતે ફરી શકતાં, અને બીજું વહાણોની સંખ્યા મોટી હોવાથી તેમાં ગુંચવારો પડી ગયો. આ જોઈ યુનાનીઓ-એ તેઓ ઉપર એકદમ હલ્લો કરવા માંડ્યો, અને તેઓનાં કેટલાંએક વ-હાણો જીતી લીધા, આ લડાઈ ઈ૦ સ૦ પૂ૦ ૪૮૦ માં થઈ હતી, અને તેને સેલેમિસની લડાઈ કરી કેહેછે.

હવે આ હારથી ખશયારસા ૩૦૦૦૦૦ માણસોનું એક લશ્કર પોતાના બનેવી માર્દોનિઅસને સોંપી પોતે બાકીનાં થોડાંએક માણસો સાથે હેલેસ્પાન્ત તરફ કુચ કરી ગયો; તેણે પોતાનાં બંચાવને માટે આ લશ્કરને પોતાની પાછલ રાખ્યું હતું, અને પોતે એક નહાના રસાલ-સાથે આગલ ચાલતો હતો. જ્યારે તે હેલેસ્પાન્તની સામુદ્રધુની આ-ગલ આવી પોહોંચ્યો, ત્યારે ત્યાં તેણે પોતાના મછવાના તરાપાઓ તો ફાન તથા દરિયાના મોજાઓથી ભાગી ગયલા દીઠા, તેથી તે એક નહાના મછવામાં બેસી સામુદ્રધુની ઓળંગી ગયો.

મારી પ્યારી દીકરી, ખશયારસાનો ઉપલો અહેવાલ આપણને આ દુનિયામાંની સઘલી ચીજોની તથા માણસ જાતની મોટાઈની નાપા-એદારીનો એક દાખલો આપેછે. જે પાદશાહનું લશ્કર તથા કાફલાઓ થોડુંએક આગમજ જમીન તથા દરિયામાં પણ સમાતા નહિ હતા. તથા જે થોડાએક મુદત આગમજ આ સામુદ્રધુની મોટા દમામથી ઓળંગી ગયો હતો, તે હમણાં છાનોમાનો એક નહાના મછવામાં તેજ જગાપરથી પસાર થયો.

હવે માર્દોનિઅસે પોતાનાં લશ્કર સાથે થેસેલીમાં શિયાલો ગુ-જાર્યો. અને પછી ઈ૦ સ૦ પૂ૦ ૪૭૯ ની વસંત રૂતુમાં બીઓશિયા તરફ ગયો. ત્યાં જઈ તેણે માસિડના શાહાજાદા અલેકઝાનદરને કેટ-લાએક ઈરાની ઉમરાઓ સાથે આથન્સમાં સુલેહનો પેગામ આપી મો-કલ્યો. આથન્સના વડા એરીસ્તેડિસે સુરજ તરફ આંગલી બતાવી તેઓને કહ્યું કે “ જયાં લગણ આ સુરજ પોતાનો પ્રકાશ આપેછે ત્યાં લગણ આથીનિયન લોકો ઈરાનીઓના કટ્ટા શત્રુ રેહેશે, અને તેઓનું શેહેર લૂટવાનું તથા તેઓનાં ઘરો અને દેહરાંઓ બાલી નાખવાનું વેર

લીધા વિના રેહેશે નહિ." આ જવાબથી **માર્દોનિઅસે** જોયું કે **આથન્સના** લોકો સલાહ કરવાને રાજી નથી તેથી તે લશ્કર સુધાં **એટીકા** ગયો, અને પછી **એસોપસ** નદીના કાંઠા આગળ છાવણી કીધી.

હવે **આથન્સના** લોકો પણ તેની સાંમે લડવાને **સ્પાર્ટાના** લોકોની મદદથી ઉપલી જગાએ લશ્કર લઇ ગયા. આ લશ્કરની સરદારી **સ્પાર્ટાના** એક શાહજાદા **પોસેનિઅસે** તથા **આથન્સના** વડા **એરીસ્તેડિસે** લીધી હતી. પેહેલાં આ જગાએ તેમનાં ઘોડેશ્વાર લશ્કરો વચ્ચે એક નહાની લડાઇ થઇ જેમાં ઇરાનીઓ હાર્યા ગયા. પછી બન્ને લશ્કરો વચ્ચે **પ્લેટીનાં** મેદાનમાં એક મોટી લડાઈ થઈ. આ લડાઇમાં ઇરાની લશ્કર હાર્યું, અને **માર્દોનિઅસ** પણ માર્યો ગયો. એ લડાઇ ઇ૰ સ૰ પૂ૰ ૪૭૯ માં થઇ હતી, અને તેને પ્લેટીની લડાઇ કરી કેહેછે.

જે દિવસે ઉપલી **પ્લેટીની** લડાઇ થઇ તેજ દિવસની સાંજના **એશિઆમેનરમાં મિકલીના** કીનારા આગલ યુનાની તથા ઈરાની કાફલાઓ વચ્ચે બીજી એક દરિયાઇ લડાઇ થઇ હતી. આ લડાઈમાં પણ ઇરાનીઓ હાર્યા હતા તથા યુનાનીઓએ તેમનાં કેટલાંએક વહાણો બાલી નાખ્યાં હતાં.

આ બે મોટી હારોની ખબર **ખશયારસાને** પડયાથી તે ઘણો ગમગીન થયો, અને **એશિઆ** માહેલાં યુનાનીઓનાં સઘલાં દેહરાંઓનો નાશ કરવાનો તેણે હુકમ કીધો, તથા પોતાનાં કુટુંબ ઉપર પણ ઘાતકીપણું ગુજારવા લાગ્યો. આથી **આર્ત્તાબેનસ** નામના એક સરદારે એને ઈ૰ સ૰ પૂ૰ ૪૬૪ માં કેટલાએકોના ઉસ્કેરવાથી મારી નાખ્યો. એણે ૨૦ વર્ષ રાજ્ય ચલાવ્યું હતું. એ પાદશાહ મગરૂર, લોભી, તથા ઘાતકી હતો; અને કોઈની સલાહ પ્રમાણે ચાલવાને ખોટું સમજતો હતો. એની પછી એનો દીકરો **અર્દેશીર-દરાજદસ્ત** ઇરાનનાં તખ્ત ઉપર આવ્યો હતો. તેનાં રાજયની હકીકત આવતા પત્રમાં તમારી ઉપર લખીશ.

**હું છું તમારો વાહાલો બાબ.**

---

## સવાલો.

જે દિવસે **થર્મોપોલીની** લડાઇ થઇ તેજ દિવસે બીજી એક લડાઈ ક્યાં થઇ હતી, તથા તેનું શું પરિણાંમ નિપજયું? હવે **ખશયારસા** ક્યાં ગયો, અને ત્યાં તેણે શું કીધું? આથન્સના લોકોએ આગમજથી શું કીધું હતું? **ખશયારસાએ** પછી **આથન્સનો** કેવો હાલ કીધો

હતો? ત્યારબાદ તેને યુનાનીઓ સાથે બીજી લડાઇ ક્યાં થઇ? આ લડાઇમાં યુનાનીઓની તથા ઇરાનીઓની સરદારી કોણે લીધી હતી, તથા તેમાં કોણ અને શાથી હાર્યા હતા? આ લડાઇ કયાં વર્ષમાં થઇ હતી, તથા તેને ક્યાંની લડાઇ કરી કેહેછે? હવે ખશાયારસા પોતે ક્યાં ગયો હતો? તેણે હેલેસ્પાન્તની સામુદ્રધુની કેમ ઓલંગી હતી? મા૨્દોનિઅસે લશ્કર સાથે ક્યાં શિઆળો ગુજાર્યો હતો? તે ક્યાં વર્ષમાં બીઓશિયા તરફ ગયો, તથા ત્યાંથી તેને કોણની સાથે આથન્સમાં સુલેહનો પેગામ મોકલ્યો? આથન્સના લોકોએ શું જવાબ કેહેવડાવ્યો હતો? માર્દોનિઅસે આથી ક્યાં છાવણી કીધી હતી? હવે આથન્સના લોકો તેની સાંમે કોણની મદદ લઇ લડવા આવ્યા હતા? આ લશ્કરની સરદારી કોણે લીધી હતી? આ જગાએ પેહેલાં કોણની વચ્ચે લડાઇ થઇ હતી, અને તેમાં કોણ હાર્યા હતા? પછી બન્ને લશ્કરો વચ્ચે ક્યાં મેદાનમાં લડાઇ થઇ હતી? આ લડાઇમાં કોણની હાર થઇ હતી, તથા કયો સરદાર માર્યો ગયો હતો? એ લડાઇ ક્યાં વર્ષમાં થઇ હતી, અને તેને ક્યાંની લડાઇ કરી કેહેછે? એજ દિવસની સાંજના ઇરાની અને યુનાની કાફલાઓ વચ્ચે બીજી મોટી લડાઇ ક્યાં થઇ હતી, તથા તેમાં કોણ હાર્યા હતા? આ હારો થવાથી ખશાયારસાએ શું હુકમ કીધો હતો? એણે પોતાનાં કુટુંબ સાથે કેવી ચાલ ચલાવી હતી? એને કોણે તથા ક્યાં વર્ષમાં મારી નાખ્યો હતો? એની પછી ઈરાનનાં તખ્ત ઉપર કોણ આવ્યો હતો?

---

## પત્ર ૧૯ મો.

મારી પ્યારી દીકરી,

તમારી તરફથી જે પત્રો મને મલેછે, તે વાંચ્યાથી હું ઘણો ખુશી થાઉછું, કે જે તવારીખ તમારી ઉપર હું લખી મોકલું છું તેનો અભ્યાસ કરવાને તમે ઘણી કાળજી રાખોછો, અને તેથી મને તમારી ઉપર આગલ વધારે લખવાને ઉલટ છુટેછે. મેં તમને મારા છેલ્લા પત્રમાં લખ્યું હતું કે ખશાયારસાની પછી તેનો દીકરો અર્દેશીર–દરાજદસ્ત ઈરાનનાં તખ્ત ઉપર ઈ૦ સ૦ પૂ૦ ૪૬૪ માં બેઠો હતો. દરાજદસ્તનો અર્થ લાંબા હાથ વાલો કરી થાયછે. યુનાનીઓ એને આર્ત્તાજરક્ષીસ–લાંજીમેનસ કરી લખી ગયાછે. કે જેનો અર્થ પણ ઉપલોજ થાયછે, કેમકે એનો જમણો હાથ ડાબા હાથ કરતાં જરા વધારે લાંબો હતો.

તખ્ત ઉપર આવ્યા પછી એણે પોતાના બાપનું ખુન કરનાર સરદાર આર્ત્તાબેનસને મારી નખાવ્યો હતો. ત્યારબાદ એનો વડો ભાઈ

**વિશતાસ્પ** અથવા **હિસ્તાસ્પિસ** કે જે બાખત્રિયાનો હાકેમ હતો, તેણે ત્યાં એક હુલડ ઉઠાવ્યું. **અર્દેશીરે** તેની સાથે એક લડાઈ કીધી, પણ તેમાં બન્ને લશ્કરો એકસરખાં ઊતરયાં. આથી બીજીવાર **અર્દેશીરે** એક મોટું લશ્કર લઈ તેની સાથે એક સખ્ત લડાઈ કીધી, અને તેમાં **વિશતાસ્પ** તથા તેનાં લશ્કરને તદન હરાવ્યું.

પછી **અર્દેશીરે** પોતાના તાબા માહેલાં સઘલાં શેહેરોના હાકેમોને બદલી નાખ્યા, અને રાજ્યમાં જે બિગાડો થયો હતો તે આસ્તે આસ્તે સુધારી નાખ્યો. ત્યારબાદ **મિસર** દેશના લોકોએ ઈરાનીઓના તાબામાંથી નિકલી જવાને એક હુલડ ઉઠાવ્યું, અને **લિબિયાના** શાહાજાદા **ઈનારસને** પોતાનો પાદશાહ નેમ્યો, તથા **આથન્સના** લોકોથી મદદ મેલવી. **અર્દેશીરે** તેઓની સાંમે થવા ૩૦૦૦૦૦ માણસોનું એક લશ્કર પોતાના ભાઈ **હખામનિસની** સરદારી હેઠલ મોકલ્યું. તેણે **મિસર** દેશમાં જઈ **નાઈલ** નદીના કીનારા આગલ છાવણી કીધી. પછી તેઓ વચ્ચે એક લડાઈ થઈ, જેમાં **હખામનિસ** પોતે તથા તેનું કેટલુંએક લશ્કર માર્યું ગયું.

**અર્દેશીરને** જ્યારે આ હારની ખબર પડી, ત્યારે તેણે એક બીજું મોટું લશ્કર **મેગેબેજસ** અને **આર્ત્તાબેજસ** નામના સરદારોની સાથે **મિસર** તરફ મોકલ્યું, **અર્ત્તાબેજસે** દરિયાઈ ફોજની સરદારી લીધી, અને **નાઈલ** તરફ હંકારી ગયો; તથા **મેગેબેજસે** ખુશકીનાં લશ્કરની સરદારી લીધી; અને **મેમફીસ** તરફ કુચ કરી ગયો. ત્યાં જઈ તેણે ઘેરો ઘાલ્યો, અને પછી **ઈનારસ** સાથે લડી તેને હરાવ્યો. આથી મિસર દેશ પાછો ઈરાનના તાબામાં આવ્યો.

પછી વલી **આથન્સના** લોકોએ **સાઈમન** નામના એક સરદારને ૨૦૦ વહાણોનો કાફલો આપી **સાઈપ્રસ** તરફ ઈરાનીઓની સાથે લડાઈ કરવાને મોકલ્યો. હિયાં ઈરાની સરદાર **અર્ત્તાબેજસ** પોતાનાં ૩૦૦ વહાણો સાથે **સાઈમનની** સાંમે થયો, પણ **સાઈમને** તેને હરાવ્યો અને તેનાં ૧૦૦ વહાણો પકડ્યાં.

હવે **અર્દેશીરે** જોયું કે આ લડાઈઓથી તેને વારેઘડીએ આટલું બધું નુકસાન થાયછે, તેથી પોતાના દરબારીઓની મસ્લહત લઈ ઈ૦ સ૦ પૂ૦ ૪૪૯ માં **આથન્સના** લોકો સાથે સુલેહના કોલકરારો કીધા. એ રીતે આપણે જોયું કે **આથન્સના** લોકોએ **સાર્ડિસ** બાલી નાખ્યા પછીની આ લડાઈ કે જેમાં સંખ્યાબંધ યુનાનીઓ તથા ઈરાનીઓ માર્યા ગયા હતા, તે લડાઈનો ૫૧ વર્ષે અંત આવ્યો.

પછી **અર્દેશીરે** પોતાના બાકીના દિવસો સહલા સંપજમાં ગુજાર્યા, અને ૪૦ વર્ષ લગણ રાજ્ય કરી ઇ૦ સ૦ પૂ૦ ૪૨૪ માં મરણ પામ્યો. એ પાદશાહ દયાલુ તથા ભોળાં દીલનો હતો, અને પોતાના દુશમનનું પણ સારૂં ચાહાતો હતો. લડાઈમાં ફતેહની ઠાલી બડાઈ મેલવવા કરતાં પોતાની રૈયતના ફાયદા ભણી તે વધારે ધ્યાન આપતો હતો.

એની પછી એનો દીકરો **ખશયારસા-બીજો** ઇરાનનાં તખ્ત ઉપર બેઠો હતો. તેને ૧॥ મહિનો રાજ્ય ચલાવ્યું તેટલામા તેના **સીસીદિઆનુસ** અથવા **સોગદિઆનસ** નામના એક સાવકા ભાઈએ તેને મારી નાખી પોતે ઇરાનનું રાજ્ય લીધું. **સીસીદિઆનુસે** ૬ મહિના રાજ્ય કીધું તેવામાં વળી તેનો એક બીજો સાવકો ભાઈ **ઓકસ** કે જે હરકેનિયાનો હાકેમ હતો, તેણે તેને મારી નાખ્યો, અને પોતે **દારયવુસ-બીજાને** નામે તખ્ત ઉપર બેઠો. એનાં રાજ્યની હકીકત હવે પછીના પત્રમાં તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

**અર્દેશીર-દરાજદસ્તને** યુનાનીઓ ક્યાં નામથી લખી ગયાછે, અને તેનો અર્થ શું થાયછે? તખ્ત ઉપર આવ્યા પછી એણે કોણને મારી નખાવ્યો? ત્યારબાદ **બાખત્રિયામાં** કોણે હુલડ ઉઠાવ્યું હતું? **અર્દેશીરે** કેટલીવાર લડાઈ કરી તેને હરાવ્યો હતો? પછી ક્યા દેશના લોકોએ હુલડ ઉઠાવ્યું હતું, અને કોણને પોતાનો પાદશાહ નેમ્યો હતો, તથા કોણથી મદદ મેલવી હતી? **અર્દેશીરે** તેઓની સાંમે કેટલું, તથા કોણની સરદારી હેઠલ લશ્કર મોકલ્યું હતું? તે લશ્કરે ક્યાં જઈ છાવણી કીધી હતી? પછી તેઓ વચ્ચેની લડાઈમાં કોણ માર્યો ગયો હતો? આથી **અર્દેશીરે** બીજું એક લશ્કર કોણની સરદારી હેઠલ મોકલ્યું હતું? **આર્ત્તાબેજસ** તથા **મેગેબેજસે** ક્યાં ક્યાં લશ્કરની સરદારી લીધી હતી તથા ક્યાં કુચ કરી ગયા હતા? **મેગેબેજસે** ત્યાં જઈ શું કીધું, અને પછી કોણને હરાવ્યો? વળી **આથન્સના** લોકોએ કોણને ઇરાનીઓ સાથે લડાઈ કરવાને મોકલ્યો? **સાઈમનની** સાંમે કોણ થયો, તથા તેમાં કોણ હાર્યો? આથી **અર્દેશીરે આથન્સના** લોકો સાથે શું કીધું હતું? એ ક્યાં વર્ષમાં મરણ પામ્યો હતો, તથા કેટલાં વર્ષ રાજ્ય કીધું હતું? એની પછી કોણ ઇરાનનાં તખ્ત ઉપર આવ્યો હતો? તેને કેટલાં મહિનામો અને કોણે મારી નાખી ઇરાનનું રાજ્ય લીધું હતું? **સીસીદિઆનુસે** કેટલા મહિના રાજ્ય કર્યું હતું? તેને મારી નાખી કોણ અને ક્યે નામે ઇરાનનાં તખ્ત ઉપર બેઠો હતો?

---

# પત્ર ૨૦ મો.

મારી પ્યારી દીકરી,

ગયાં પત્રમાં મેં તમને લખ્યું હતું કે **સીસીદિઆનુસને** મારી નાખી તેનો સાવકો ભાઈ **દારયવુસ-બીજો** ઈ० સ० પૂ० ૪૨૩ માં ઈરાનનાં તખ્ત ઉપર બેઠો હતો. યુનાનીઓ એને **દારયસ-નોથસને** નામે લખી ગયાછે. તખ્ત ઉપર આવ્યા પછી એને પણ વળી એના એક બીજા સાવકા ભાઈએ મારી નાખવાનો ઈરાદો કીધો હતો; પણ **દારયવુસે** આગમચેતી રાખીને તેનેજ મારી નખાવ્યો.

ત્યાર બાદ **પાઈસૂથનિસ** નામના લિડિયાના એક હાકેમે પોતાનાં દેશને ઈરાનીઓના તાબામાંથી સ્વતંત્ર કરવા, તથા પોતે ત્યાંનો પાદશાહ થવા માટે યુનાની લશ્કરની એક ટુકડીની મદદથી હુલડ ઉઠાવ્યું. **દારયવુસે** તેની સાંમે થવા એક મોટું લશ્કર આપી **તીસાફ્રનિસ** નામના એક હાકેમને મોકલ્યો. તેણે જઈને **પાઈસૂથનિસને** તાબે કીધો, અને **દારયવુસની** હજૂર મોકલ્યો. **દારયવુસે** તેને મારી નખાવ્યો. પછી **મિસર** દેશના લોકોએ એક મોટો બલવો ઉઠાવ્યો, અને ઈરાની લશ્કરને હરાવી પોતે સ્વતંત્ર થયા. ત્યાર બાદ ઈ० સ० પૂ० ૪૦૮ માં **મીડિયાના** લોકોએ એક હુલડ ઉઠાવ્યું, તે એણે બેસાડી દીધું.

કેહેછે કે એની રાણીને તેર છોકરાં જન્મ્યાં હતાં, પણ તેમાના **અર્દેશીર** અને **કુરૂસ** એ બે દીકરા સિવાય સઘલાં બાળપણમાંજ મરણ પામ્યાં હતાં. **દારયવુસે** પોતાના નહાના દીકરા **કુરૂસને** ઈ० સ० પૂ० ૪૦૭ માં **એશિયામૈનર** માહેલા સઘલા ઈરાની પ્રાંતોનો વડો નેમ્યો હતો, કે જ્યાં તેણે પોતાના બે પિતરાઈઓને કાંઈ નજીવાં કારણસર પોતાના બાપના હુકમ વગર મારી નખાવ્યા હતા. આ ખબર જ્યારે **દારયવુસને** થઈ ત્યારે તે ઘણો ગોસ્સે થયો, અને **કુરૂસને** પોતાની દરબારમાં બોલાવી મંગાવ્યો. **કુરૂસના** ત્યાં આવી પુગ્યા પછી થોડુંક, એટલે ઈ० સ० પૂ० ૪૦૪ માં **દારયવુસ** મરણ પામ્યો.

એની પછી એનો દીકરો **અર્દેશીર-બીજો** તખ્ત ઉપર આવ્યો હતો. યુનાનીઓ એને **આર્ત્તાજરક્ષીસ-નીમન** કરી લખી ગયાછે. **નીમનનો** અર્થ સારી યાદદાસ્ત વાલો કરી થાયછે. એ તખ્ત ઉપર આવ્યા પછી એના નહાના ભાઈ **કુરૂસે** એને મારી નાખી પોતે ઈરાનનું રાજ્ય લેવાને છુપી વેતરણ કીધી, પણ તે તેમાં ફાવ્યો નહિ,

અને ઈ૦ સ૦ પૂ૦ ૪૦૧ માં કુનેકસાનાં શેહેર આગલ પોતાના ભાઈ સાથે લડાઈ કરતાં તે માર્યો ગયો.

હવે કુરૂસનાં મરણથી તેની માને ઘણો શોક ઉપજયો, તથા દરબારમાં પણ વારેઘડીએ માહોમાહે ટંટો થયા કીધો, તેથી લેસીડિમનનાં શાહજાદા એગીસિએલસે ઈરાનીઓના આથમણ તરફના મુલકો ઉપર કેટલાએક હુમલા કીધા; પણ તેવામાં ઈરાનીઓના ટાઈથ્રોસ્તિસ નામના એક સરદારે યુનાનના કેટલાએક લોકોને લાંચ આપી લેસીડિમનના લોકો સાંમે લડાઈ ઉઠાવવાને ઉસ્કેર્યા. આથી એગીસિએલસને પાછું ફરવું પડયું. પછી તેઓએ અર્દેશીર સાથે સુલેહના કોલકરારો કીધા.

ત્યારબાદ અર્દેશીરે ફારનાબેજસ અને ઈફીક્રેતિસ નામના બે સરદારોને ઈ૦ સ૦ પૂ૦ ૩૭૪ માં એક મોટું લસ્કર આપી મિસર દેશપર ચઢાઈ કરવા મોકલ્યા. ત્યાં તેઓ બન્ને સરદારો વચ્ચે કાંઈ ટંટો ઉઠયાથી તેઓ લડાઈ કર્યા વગર પાછા ફર્યા.

હવે અર્દેશીરનાં કુટુંબમાં પણ એની ગાદીના વારેસને માટે કજીયો ચાલ્યા કીધો, અને તેનું સમાધાન લાવવા માટે એ ગુંતાયો હતો. પછી ઈ૦ સ૦ પૂ૦ ૩૫૮ માં પોતાની ૯૪ વર્ષની ઉમરે એ મરણ પામ્યો. એણે ૪૬ વર્ષ લગણ રાજ્ય કીધું હતું. એની પછી એનો નહાનો દીકરો દારયવુસ-ત્રિજો તખ્ત ઉપર બેઠો હતો. તેનાં રાજ્યની બીના આવતા પત્રમાં તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાલો બાપ.

---

## સવાલો.

દારયવુસ-બીજો કયાં વર્ષમાં તખ્ત ઉપર બેઠો હતો? એને પણ મારી નાખી કોણે એનું રાજ્ય લેવાનો ઈરાદો કીધો હતો? દારયવુસે તેને શું કીધું હતું? ત્યારબાદ કોણે, અને શા માટે હુલડ ઉઠાવ્યું હતું? દારયવુસે તેની સાંમે કોણને મોકલ્યો હતો? તેણે જઈને શું કીધું હતું? પછી કયાં દેશના લોકો બલવો ઉઠાવી સ્વતંત્ર થયા હતા? વલી ઈ૦ સ૦ પૂ૦ ૪૦૮ માં કોણે હુલડ ઉઠાવ્યું હતું? તે એણે બેસાડી દીધું હતું કે નહિ? એની રાણીને કેટલાં છોકરાં જન્મ્યાં હતાં? તેમાનાં કેટલાં જીવતાં હતાં, તથા તેમનાં નામ શું હતાં? દારયવુસે પોતાના નહાના દીકરાને કયા પ્રાંતોનો હાકેમ નેમ્યો હતો? પછી તેને શા માટે પાછો બોલાવી મંગાવ્યો હતો? દારયવુસ-બીજો કયાં વર્ષમાં

મરણ પામ્યો હતો ? એની પછી કોણ ઈરાનનાં તખ્ત ઉપર આવ્યો હતો? યુનાનીઓ એને કયાં નામથી લખી ગયાછે? એને મારી નાખવાની કોણે છુપી વેતરણ કીધી હતી? તે તેમાં ફાવ્યો હતો કે નહિ? પછી તે કયાં વર્ષમાં અને શું કરતાં માર્યો ગયો હતો? તેનાં મરણથી કોણને ઘણો શોક ઉપજયો હતો? આથી કોણે ઈરાનીઓનાં આથમણુ તરફના મુલકો ઉપર હુમલા કીધા હતા? **ટાઈથ્રોસ્તિસે** શું કીધું, અને તેથી **એગીસિએલસને** શું કરવું પડયું? ત્યારબાદ **અર્દેશીરે** કયાં વર્ષમાં, અને કયાં બે સરદારોને **મિસર** દેશપર ચઢાઈ કરવા મોકલ્યા હતા? ત્યાંથી તેઓ શા માટે પાછા ફર્યા હતા? હવે **અર્દેશીર** કયાં કામમાં ગુંતાયો હતો? પછી એ કયાં વર્ષમાં મરણ પામ્યો હતો? એની પછી **ઈરાનનાં** તખ્ત ઉપર કોણ બેઠું હતું?

---

# પત્ર ૨૧ મો.

મારી પ્યારી દીકરી,

મારા છેલ્લા પત્રમાં મેં તમને **દારયવુસ-બીજા** તથા **અર્દેશીર-બીજાનાં** રાજ્યોની હકીકત લખી હતી. હવે હું તમને **દારયવુસ-ત્રિજો** કે જે **અર્દેશીર-બીજાની** પછી ઈરાનનાં તખ્ત ઉપર આવ્યો હતો તેનાં રાજ્યની બીના લખુંછું. તમો જાણોછો કે એ ઈ૦ સ૦ પૂ૦ ૩૫૮ માં પોતાના બાપના મરણ પામવાથી ઈરાનનાં રાજ્યનો માલેક થયો હતો. યુનાનીઓ એને **દારાયસ-ઓકસને** નામે લખી ગયાછે. એ ઘણો ઘાતકી પાદશાહ હતો. તખ્ત ઉપર આવતાંનેવાર એણે પોતાનાં કુટુંબનાં કેટલાંએક માણસોને મરાવી નાખ્યાં હતાં, કે વારેઘડીએ ફિસાદ થયા કરે નહિ, પણ આથીતો ફિતુરો ઉલટાં વધતાં ગયાં, અને લોકોને એ ઘણો નાપસંદ થઈ પડ્યો. આ ઉપરથી **આર્ત્તાબેજસ** નામના **એશિઆમૈનરના** પ્રાંતમાના એક હાકેમે **આથન્સના** લોકોની મદદથી એક હુલડ ઉઠાવ્યું, જેમાં પેહેલાં તે જીત્યો, પણ પછી **દારયવુસે** તેને હરાવ્યો.

પછી વળી **સાઈપ્રસ** અને **ફીનીશિયાના** લોકોએ **દારયવુસની** સાંમે બલવો ઉઠાવ્યો. તેઓની સાંમે લડવાની એને ફરજ પડી. આ લડાઈમાં પણ એ ફતેહ પામ્યો, તથા **સાઈદોન** નામનાં **ફીનીશિયાનાં** એક વખણાયલાં શેહેરને ઘેરો ઘાલી તેનો નાશ કીધો, જેથી સઘલા **ફીનીશિયનો** એને તાબે થયા; તથા **સાઈપ્રસનાં** ટાપુને પણ એ ઈરાનના તાબામાં લાવ્યો.

ત્યાર બાદ ઈ૦ સ૦ પૂ૦ ૩૫૦ માં એણે **મિસર** દેશ ઉપર ચઢાઈ કરી તે તથા તેની રાજધાની **મેમફીસ** હાથ કરી લીધાં, અને ત્યાંના લોકો ઉપર કેટલુંએક ઘાતકીપણું ગુજાર્યું, તથા તેઓનાં દેહેરાં લુટ્યાં. પછી તે પોતાનાં રાજ્યનો કારભાર **બેગોએસ** અને **મેનતોર** નામના પોતાના બે વિશ્વાસુ પ્રધાનોને સોંપી પોતે **બાબિલોન** જઈ સમાધાનીમાં રહ્યો. **બેગોએસ** મિસર દેશનો રેહેવાસી હતો, તેથી તે પોતાના દેશનું વેર **દારયવુસ** ઉપર લેવાને તપી રહ્યો હતો. એક વેલા લાગ જોઈ એણે **દારયવુસને** વિખ દઈ ઈ૦ સ૦ પૂ૦ ૩૩૮ માં મારી નાખ્યો અને તેની જગાએ તેના નહાના દીકરા **આરસિસને** તખ્ત ઉપર બેસાડયો. **દારયવુસ-ત્રિજાએ** ૨૦ વર્ષ લગણ રાજ્ય કીધું હતું. તેના દીકરા **આરસિસને** પણ બેગોએસે બે વર્ષમાં મારી નાખ્યો, અને તેની જગાએ **દારયવુસ-ચોથાને** ઈ૦ સ૦ પૂ૦ ૩૩૬ માં ઈરાનનાં તખ્ત ઉપર બેસાડયો. એ **દારયવુસ-બીજાના** વંશનો હતો. એના રાજ્યની ખીના આવતા પત્રમાં તમારી ઉપર લખીશ.

હું છું તમારો વહાળો બાપ.

---

### સવાલો.

**દારયવુસ-બીજાને** યુનાનીઓ કયાં નામથી લખી ગયાછે? તખ્ત ઉપર આવતાંને વાર એણે શું કીધું હતું? તેનું પરિણામ શું નિપજ્યું હતું? આ જોઈ કોણે, અને કયા લોકોની મદદથી એક હુલડ કીધું હતું, તથા તેમાં કોણ હાર્યું હતું? પછી વળી કયા લોકોએ એની સામે બલવો ઉઠાવ્યો હતો? **દારયવુસે** તેઓનાં કયાં શેહેરનો, અને શાથી નાશ કીધો, તથા કયો ટાપુ ઈરાનના તાબામાં લાવ્યો? ત્યારબાદ એણે કયો દેશ, તથા તેની રાજધાની હાથ કરી લીધાં, અને ત્યાંના લોકો સાથે કેવી ચાલ ચલાવી? પછી એ કયાં જઈ રહ્યો, તથા પોતાનાં રાજ્યનો કારભાર કોણને સોંપ્યો? **દારયવુસને** કોણે, શાથી, અને કયાં વર્ષમાં મારી નાખ્યો? તેની જગાએ કોણને તખ્ત ઉપર બેસાડયો હતો? **આરસિસે** કેટલાં વર્ષ રાજ્ય ચલાવ્યું હતું, અને તેને કોણે મારી નાખ્યો હતો? તેની જગાએ કોણને ઈરાનનાં તખ્ત ઉપર બેસાડયો હતો?

---

## પત્ર ૨૨ મો.

**મારી પ્યારી દીકરી,**

મારા છેલ્લા પત્રમાંથી તમોએ જોયું હશે કે બેગોએસે ઈ૦ સ૦ પૂ૦ ૩૩૬ માં **આરસિસને** મારી નાખી **દારયવુસ-ચોથાને** ઈરાનનાં

તખ્ત ઉપર બેસાડ્યો હતો. યુનાની લખનારાઓ એને **દારાયસ-કોદો-મેનસ,** તથા ફારસી લખનારાઓ દારા કરી લખી ગયાછે. એને પણ તખ્ત ઉપર બેઠા પછી વળી પેલા મુજી બેગોએસે જેહેર આપી મારી નાખવાની વેતરણ કીધી, પણ તેમાં તે ફાવ્યો નહિ, કેમકે **દારયવુસ**ને એ વાતની ખબર પડવાથી પેલું જેહેરનું પ્યાલું તેનેજ પાઈ મારી નાખ્યો.

ત્યારબાદ **યુનાન** દેશ માહેલાં માસિડનના પાદશાહ **ફિલિપ**નો દીકરો **સિકંદર,** કે જેને યુનાનીઓ **અલેકજાનદર-ધી-ગ્રેટ** કરી લખી ગયાછે તે ઈ૰ સ૰ પૂ૰ ૩૩૪ માં એક મોટું લશ્કર લઈ **દારયવુસ**ની સાંમે લડાઈ કરવાને આવ્યો. આ વખતે **દારયવુસ**નો **મેમન** નામે એક સરદાર હતો, તેણે ભલામણ કીધી કે "આપણે લડાઈ કરવી નહિ, પણ મેદાનો તથા શેહેરોને વેરાંન કરવાં કે જેથી **સિકંદર**નાં લશ્કરને ભુખમરાથી કરી **યુરોપ** તરફ પાછું ફરવાની ફરજ પડે." આ અગત્યની ભલામણ તે વેલા કોઈએ કબુલ કીધી નહિ, પણ તેઓ એક મોટું લશ્કર એકઠું કરી **ગ્રેનાઈકસ** નદીના કીનારા આગલ **સિકંદર** સાથે લડ્યા. આ લડાઈમાં ઈરાનીઓએ મોટી હાર ખાધી, અને **એશિઆમેનર** માહેલા તેઓના સઘલા મુલકો **સિકંદર**ને હાથ થયા.

પછી વળી તેઓ વચ્ચે બીજી એક લડાઈ **ઈસસ**નાં મેદાનમાં થઈ, તથા તેમાં પણ ઈરાનીઓની હાર થઈ, અને **દારયવુસ** ત્યાંથી નાસી ગયો.

વળી ત્રીજી વાર તેઓ વચ્ચે **આર્બેલા**નાં શેહેરની પાસે ગોગ**મેલા**ના મેદાનમાં એક લડાઈ થઈ, તેમાં પણ માઠાં ભાગ્યે કેટલીક ખુના મરકી ભરી કતલ ચાલ્યાબાદ **દારયવુસ**ને નાસવું પડ્યું, તથા તેનાં સઘલાં લશ્કરની હાર થઈ. આ લડાઈને **આર્બેલા**ની લડાઈ કરી કેહેછે, અને તે ઈ૰ સ૰ પૂ૰ ૩૩૧ માં થઈ હતી.

હવે **દારયવુસ માજીનદ્રાન**ના પ્રાંતમાં નાસી ગયો હતો, ત્યાં તેને **નાબારજેનીસ** અને **બિસસ** નામના બે સરદારોએ કેદ કરાવ્યો, તથા પછી **બિસસે** તેને ખંજર ભોકાવી રસ્તામાં નાખી દેવડાવ્યો. હવે **સિકંદર** પણ તે તરફ તેનીજ શોધ કરવા આવ્યો હતો, તેને આ વાતની ખબર પડવાથી તેણે તુરત તેની આગલ આવી આંખમાં આંજુ લાવી તેનું માથું હુચકી પોતાના ખોલા ઉપર મેલ્યું, એને કેટલોક દિલાસો આપ્યો. પછી **દારયવુસ** થોડીવારમાં મરણ

પામ્યો. સિકંદરે તેનાં શબનને બાબાબરૂથી અવલમંજલ પોહોંચાડયું, તથા તેને મારી નાખનાર પેલા મુજી સરદાર **બિસસને** ફાંસી દેવડાવ્યો. **દારયવુસ-ચોથાએ** પાંચ વર્ષ લગણ રાજ્ય કીધું હતું. અને ઈ૦ સ૦ પૂ૦ ૩૩૧ માં માર્યો ગયો હતો.

હવે **દારયવુસ-ચોથાનાં** મરણથી ઈરાનનો આખો મુલક **સિકંદરના** હાથમાં આવ્યો હતો; તોપણ તેનો લોભ પુરો પડ્યો નહિ, અને **હિંદુસ્થાન** જીતવાની એણે ઈચ્છા કીધી, તથા ઈ૦ સ૦ પૂ૦ ૩૨૭ નાં વર્ષમાં **સિંધુ** નદી ઓલંગી **પોરસ** નામના એક હિંદુ રાજાને હરાવી તેનો મુલક પોતે લઈ લીધો. પછી પોતાના દેશ તરફ પાછો આવતાં તે **બાબિલોન** શેહેરમાં ઈ૦ સ૦ પૂ૦ ૩૨૩ માં મરણ પામ્યો. એને પેટે કાંઈ છોકરાં નહિ હોવાથી એનું રાજ્ય એના સરદારોએ પોતપોતામાં વેહેંચી લીધું હતું, તેને લગતી હકીકત આવતા પત્રમાં લખીશ.

**હું છું તમારો વાહાળો બાપ.**

---

## સવાલો.

**દારયવુસ-ચોથાને** ઈરાનનાં તખ્ત ઉપર બેઠા પછી કોણે મારી નાખવાની વેતરણ કીધી હતી? દારયવુસે તેને શું કીધું હતું? પછી **દારયવુસની** સાંમે કોણ, અને કયાં વર્ષમાં લડાઈ કરવા આવ્યો હતો? આ વખતે **દારયવુસને મેમને** શું ભલામણ કીધી હતી? આ તેની ભલામણ કોઈએ કબુલ કીધી હતી કે નહિ? તેઓ **સિકંદર** સાથે કયાં લડ્યા હતાં, તથા તેમાં કોણે હાર ખાધી હતી? પછી તેઓ વચ્ચે બીજી લડાઈ કયાં થઈ હતી, અને તેમાં કોણ હાર્યું હતું? વળી ત્રિજીવાર તેઓ વચ્ચે કયાં લડાઈ થઈ હતી, અને તેમાં કોણ હાર્યું હતું? આ લડાઈને કયાંની લડાઈ કેહેછે, અને તે કયાં વર્ષમાં થઈ હતી? હવે **દારયવુસ** કયાં નાસી ગયો તથા ત્યાં તેનું શું થયું? **સિકંદરે** આથી ત્યાંઆવી શું કીધું? **દારયવુસ-ચોથાએ** કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું, તથા કયાં વર્ષમાં માર્યો ગયો હતો? તેનાં મરણથી ઈરાન કોણને સ્વાધીન થયું? **સિકંદરે** કયાં વર્ષમાં, કઈ નદી ઓલંગી, તથા કયા રાજાને હરાવી **હિંદુસ્થાન** જીતી લીધું હતું? પછી તે કયાં વર્ષમાં, અને કયાં શેહેરમાં મરણ પામ્યો હતો? એનું રાજ્ય કોણે વેહેંચી લીધું હતું?

---

# પત્ર ૨૩ મો.

મારી પ્યારી દીકરી,

ગયા પત્રમાં તમોએ વાંચ્યું હશે કે **સિકંદર**નાં મરણ બાદ તેનું રાજ્ય તેના સરદારોએ પોતપોતામાં વેહેંચી લીધું હતું. પણ તે પછી તેઓમાં થોડુંક લગણ માહો માહે ટંટો ચાલ્યા કીધો, તથા એક બે મોટી લડાઈઓ થઈ, અને તેમાં **સિકંદર**નાં રાજ્યનો મોટો ભાગ **સીલ્યુકસ** નામના તેના એક સરદારના હાથમાં આવ્યો. એનાં રાજ્યનો સન ઈ૦ સ૦ પૂ૦ ૩૧૨ નાં વર્ષથી ઉગમણ પ્રાંતના લોકોમાં ચાલવા લાગ્યો. એ સનને **સીલ્યુકસ**નો સન કરી નામ આપવામાં આવ્યુંછે. "એનાં રાજ્યની હદ્દ છેક **સિંધુ**થી તે **યૂક્રેતિસ** નદી લગણ તથા ઉત્તરમાં છેક **જહૂન** નદી લગણ હતી.", એણે પણ **હિંદુસ્થાન**નો દેશ જીતી લેવાને માટે છેક **ગંગા** નદી લગણ એક મોટાં લશ્કર સમેત જઈ ત્યાંના **ચંદ્રગુપ્ત** નામના રાજા સાથે સુલેહના કોલકરારો કીધા. ત્યારબાદ એણે કેટલાક **એશિઆમાઈનર** માહેલા પ્રાંતો હાથ કરી લીધા, અને ઈ૦ સ૦ પૂ૦ ૨૮૧ માં મરણ પામ્યો.

એની પછી એનો દીકરો **એન્ટાઓકસ-સોતર** પાદશાહી ઉપર આવ્યો. એ **ગાલ** લોકો સાથે લડાઈ કરતાં ઈ૦ સ૦ પૂ૦ ૨૬૨ માં માર્યો ગયો હતો.

એની પછી એનો દીકરો **એન્ટાઓકસ-થયોસ** તખ્ત ઉપર આવ્યો હતો. તખ્ત ઉપર આવતાંજ એણે ગાલ લોકો ઉપર પોતાના બાપનો કીનો લીધો. એણે પોતાની રૈયતપર કેટલોક જુલમ ગુજારવાથી ઈ૦ સ૦ પૂ૦ ૨૫૬ માં **આર્સેસિસ** અથવા **આશક** નામના **પાર્થિયા**ના એક બંડીઆ રાજાએ **આગાથાકલીસ** નામના એના એક સુબાને મારી નાખી પોતે એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એનાં રાજ્યને **પાર્થિયા**નું રાજ્ય કરી કેહેછે, જેની બીના હવે પછીના પત્રમાં હું તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાલો બાપ.

---

## સવાલો.

**સિકંદર**નાં મરણ બાદ તેનું રાજ્ય કોણે વેહેંચી લીધું હતું? ત્યારબાદ તેઓમાં શું બનાવ બન્યો હતો? આથી **સિકંદર**નાં રાજ્યનો

મોટો ભાગ કોણના હાથમાં આવ્યો હતો? એનાં રાજ્યમાં ક્યાં વર્ષથી એનો સન ચાલવા લાગ્યો? એનાં રાજ્યની હદ ક્યાં લગણ હતી? એ હિંદુસ્થાન જીતવા ત્યાં સુધી લશ્કર લઈ ગયો હતો? ત્યાં જઈ એણે શું કીધું હતું? ત્યારબાદ એણે ત્યાંના પ્રાંતો હાથ કરી લીધા હતા? એની પછી કોણ પાદશાહી ઉપર આવ્યો હતો? એ ક્યાં વર્ષમાં અને શું કરતાં મરણ પામ્યો હતો? એની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? તખ્ત ઉપર આવ્યા પછી એણે શું કીધું હતું? પછી કોણે અને ક્યાં વષમાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું? આ નવાં રાજ્યને ક્યાંનું રાજ્ય કરી કેહેછે?

---

# પત્ર ૨૪ મો.

**મારી પ્યારી દીકરી,**

મારા છેલ્લા પત્રમાંથી તમે જાણ્યું હશે કે **એન્ટાઓકસ-થ્યોસને** ઉઠાડી **આર્સેસિસ** અથવા **આશકે** ઈ૦ સ૦ પૂ૦ ૨૫૬ માં **પાર્થિયાનું** રાજ્ય સ્થાપ્યું હતું. એનાં નામ ઉપરથી એના વંશને **આશકાનિયન** વંશ કરી કેહેછે. એ વંશે નજદીક પાંચ સદી લગણ **ઈરાન** દેશ ઉપર પોતાની હકુમત ચલાવી હતી. જો કે "તેઓની રીતભાત ઘણીખરી ઈરાનીઓના જેવીજ હતી, તોપણ તેઓએ જરથોસ્તી ધર્મમાં કેટલોક બિગાડો કર્યો હતો." એ વંશના પાદશાહોનું ટુક વર્ણન તમારી જાણને માટે નિચે લખુંછું.

**આર્સેસિસ** અથવા **આશકે** ૧૪ વર્ષ લગણ રાજ્ય કર્યું હતું. એની પછી એનો ભાઈ **ત્રીદેતિસ** ઈ૦ સ૦ પૂ૦ ૨૪૨ માં તખ્ત ઉપર આવ્યો હતો. તેણે **હરકેનિયા** અથવા **માઝીનદ્રાનનો** મુલક જીતી લીધો હતો.

એની પછી એનો દીકરો **આર્ત્તાબેનસ** ઈ૦ સ૦ પૂ૦ ૨૧૪ માં તખ્ત ઉપર આવ્યો હતો. તેણે ૧૮ વર્ષ લગણ રાજ્ય ચલાવ્યું હતું.

**આર્ત્તાબેનસની** પછી તેનો દીકરો **ફ્રીઆતિઅસ** ઈ૦ સ૦ પૂ૦ ૧૯૬ માં તખ્ત ઉપર આવ્યો હતો. એનાં રાજ્યમાં કાંઈ જાણવા જોગ બનાવો બન્યા નહિ હતા.

એની પછી એનો દીકરો **ફીરૂજ** અથવા **ફ્રાતિસ** ઈ૦ સ૦ પૂ૦ ૧૮૧ માં રાજ્ય ચલાવવા લાગ્યો. એણે **કાસ્પિઅન સમુદ્રના** કીનારા આગલના **માર્ડિઅન** લોકોનો મુલક જીતી તેમને પોતાને તાબે કરી લીધા હતા.

એની પછી એનો ભાઈ **મિથ્રેદેતિસ** ઈ૦ સ૦ પૂ૦ ૧૭૭ માં તખ્ત ઉપર આવ્યો હતો. એણે **મીડિયા, બેકત્રિયા,** તથા **હિંદુસ્થાન** વગેરેના મુલકોનો થોડોએક ભાગ જીતી લઈ પોતાનાં રાજ્યની હદ્દ ઘણીજ વધારી હતી.

એની પછી એનો દીકરો **ફીરૂજ** અથવા **ફ્રાતિસ-બીજો** ઈ૦ સ૦ પૂ૦ ૧૩૬ માં તખ્ત ઉપર આવ્યો હતો. એણે **સિરિયાના** પાદશાહ **એન્ટાઓકસ-સાઈદેતિસને** મારી નાખી પોતાના મુલકને એ લોકના વારેઘડીએના હુમલામાંથી છોડવ્યો હતો.

એની પછી એનો કાકો **અર્દવાન** અથવા **આર્તાબેનસ-બીજો** ઈ૦ સ૦ પૂ૦ ૧૨૬ માં ગાદી ઉપર આવ્યો હતો. એ **સિથ્યન** લોકો સાથની એક લડાઈમાં ઈ૦ સ૦ પૂ૦ ૧૨૫ માં માર્યો ગયો હતો.

એની પછી **પાર્થિયાની** ગાદી મિથ્રેદેતિસ-બીજાના હાથમાં ઈ૦ સ૦ પૂ૦ ૧૧૫ માં આવી. એના હાથમાંથી બેકત્રિયાનો મુલક **એજીસ** નામના **સિથ્યાના** એક સરદારે લઈ લીધો હતો.

એની પછી ઈ૦ સ૦ પૂ૦ ૮૫ માં **મનાસસિરાસ** પાર્થિયાનાં તખ્ત ઉપર આવ્યો હતો. એણે ૮ વર્ષ લગણ રાજ્ય કર્યું હતું.

એની પછી **સાનાત્રોતિસ** નામનો શાહજાદો ઈ૦ સ૦ પૂ૦ ૭૭ માં તખ્ત ઉપર આવ્યો હતો. એણે **આર્મીનિયાના** પાદશાહ **તીગ્રાનિસ** સાથની લડાઈમાં પાર્થિયાનાં રાજ્યને ઘણું નબલું કરી નાખ્યું હતું.

એની પછી એનો દીકરો **ફીરૂજ** અથવા **ફ્રાતિસ-ત્રિજો** ઈ૦ સ૦ પૂ૦ ૭૦ માં રાજ્ય ચલાવવા લાગ્યો. એણે પાછું **પાર્થિયાનાં** રાજ્યને મજબૂત પાયા ઉપર લાવી મેલ્યું હતું. એ રૂમીઓ સાથે લડાઈ કરવાની તૈયારીમાં હતો તેટલામાં એના **મિથ્રેદેતિસ** નામના દીકરાએ એને મારી નાખ્યો, અને પોતે ઈ૦ સ૦ પૂ૦ ૫૫ માં તખ્ત ઉપર બેઠો.

**મીથ્રેદેતિસને** મારી નાખી તેનો નહાનો ભાઈ **ઓરોદીસ** ઈ૦ સ૦ પૂ૦ ૫૩ માં તખ્ત ઉપર બેઠો હતો. એ ઘણો બહાદૂર હતો. એણે રૂમીઓ સાથે લડાઈ કરી તેઓને હરાવ્યા હતા.

એની પછી એનો દીકરો **ફીરૂજ** અથવા **ફ્રાતિસ-ચોથો** ઈ૦ સ૦ પૂ૦ ૩૬ માં ગાદી ઉપર આવ્યો હતો. એણે પણ રૂમના લોકો સાથે લડાઈ કરી તેઓને હરાવ્યા હતા. એના વખતમાં ખ્રિસ્તીઓના પેગંમબર **જીસસ ક્રાઈસ્ટનો** જન્મ થયો હતો.

એની પછી એનો દીકરો **ફ્રાટેસિસ** ઈ૦ સ૦ ૪ મા* તખ્ત ઉપર

* ઈ૦ સ૦ (ઈસવી સન) એટલે ક્રાઈસ્ટના જન્મની પછીનો સને.

બેઠા, પણ એની રૈયતે એને મારી નાખી એના ભાઈ **ઓરોદીસ-બી-જાને** તખ્ત ઉપર બેસાડ્યો.

**ઓરોદીસ** ઘણો ઘાતકી નિકલ્યાથી તેની રૈયતને તેને પણ મારી નાખવાની ફરજ પડી; અને **રૂમ** શેહેરમાંથી **ફ્રાતિસ-ચોથાના** દીકરા **વોનોનિસને** બોલાવી મંગાવી તેઓએ તેને તખ્ત ઉપર બેસાડ્યો.

મારી પ્યારી દીકરી, આ પત્ર લાંબો થવાથી **પાર્થિયાનાં** રાજ્યનું બાકીનું વર્ણન બીજા પત્રમાં પુરૂં કરીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

**આર્સેસિસ** અથવા **આરાકના** વંશને ક્યાં નામથી બોલખેછે? એ વંશે કેટલી સદી લગણ રાજ્ય ચલાવ્યું હતું? તેઓની રીતભાત કેવી હતી? **આરાકની** પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? તેણે ક્યો મુલક જીત્યો હતો? **ત્રીદેતિસની** પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? **આર્તાબેનસે** કેટલાં વર્ષ રાજ્ય કીધું હતું? તેની પછી કોણ અને ક્યાં વર્ષમાં **પાર્થિયાની** ગાદી ઉપર આવ્યો હતો? તેનાં રાજ્યમાં શું જાણવા જોગ બનાવો બન્યા હતા? **ફ્રીઆતિઅસની** પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? એણે ક્યા લોકોનો મુલક જીતી પોતાને તાબે કીધો હતો? એની પછી કોણ અને ક્યાં વર્ષમાં તખ્ત ઉપર બેઠા હતો? **મિથ્રેદેતિસે** ક્યા મુલકો જીતી લઈ પોતાનાં રાજ્યની હદ વધારી હતી? **ફ્રીરૂજ-બીજે** ક્યાં વર્ષમાં તખ્ત ઉપર આવ્યો હતો? તેણે ક્યા પાદશાહને મારી નાખ્યો હતો? તેની પછી **પાર્થિયાની** ગાદી ઉપર કોણ આવ્યો હતો? **અર્દવાન** ક્યાં વર્ષમાં, અને શું કરતાં માર્યો ગયો હતો? એની પછી **પાર્થિયાની** ગાદી કોણને હસ્તક આવી હતી? **મિથ્રેદેતિસ-બીજાના** હાથમાંથી બેકબ્રિયાનો મુલક કોણે લઈ લીધો હતો? પછી **પાર્થિયાની** ગાદી ઉપર કોણ આવ્યો હતો? **મનાસસિ-રાસની** પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? એણે કોણની સાથના લડાઈમાં **પાર્થિયાનાં** રાજ્યને નબલું કરી નાખ્યું હતું? **સાનાત્રોતિ-સની** પછી કોણને **પાર્થિયાનું** રાજ્ય મલ્યું હતું? એ કોણની સાથે લડાઈ કરવાની તૈયારીમાં હતો, અને તેવામાં એને કોણે મારી નાખ્યો હતો? પછી **પાર્થિયાનાં** તખ્ત ઉપર કોણ બેઠા હતો? **મિથ્રેદેતિસને** મારી નાખી કોણ તખ્ત ઉપર બેઠા હતો? **ઓરોદીસ** કેવો પાદશાહ હતો, તથા એણે કોણને હરાવ્યા હતા? એની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? **ફ્રીરૂજ-ચોથાના** વખતમાં કોણનો જન્મ થયો હતો? એની પછી એનું તખ્ત કોણને મલ્યું હતું? **ફ્રાટેસિસને** કોણે મારી નાખ્યો હતો, તથા તેની જગાએ કોણને બેસાડ્યો હતો? **ઓરોદીસ બીજાને** શા માટે મારી નાખ્યો હતો, અને તેની જગાએ કોણને તખ્ત ઉપર બેસાડ્યો હતો?

---

# પત્ર ૨૫ મો.

**મારી પ્યારી દીકરી,**

ગયા પત્રમાં મેં તમને **પાર્થિયા**નાં રાજ્યની ખીના **ઓરોદીસ**-બીજાની પાદશાહી સુધીની લખી મોકલી હતી. તે ઉપરથી તમે જોયું હશે કે તે ઘણો ઘાતકી નિકલ્યાથી લોકોએ તેને મારી નાખી **ફ્રીરૂજ** અથવા **ફ્રાતિસ**-ચોથાના દીકરા **વોનોનિસ**ને રૂમથી બોલાવી મંગાવી **પાર્થિયા**ના તખ્ત ઉપર બેસાડયો હતો.

એ પાદશાહની રીત ભાત સઘલી રૂમીઓ જેવી હોવાથી ઇ० સ० ૧૪ માં લોકોએ એને તખ્ત ઉપરથી ઉઠાડી મેલી **અર્દેવાન**-ત્રિજાને બેસાડયો.

**અર્દેવાન** પણ જુલમી નિકલ્યાથી તેની ઉપર **પાર્થિયન** અમીર ઉમરાવો, તથા લોકો નારાજી થયા; અને તેને રાજ્યમાંથી નસાડી મેલ્યો, પણ ફરીથી કાંઇ સંજોગથી એ પાછો આવી રાજ્યનો માલેક થઈ બેઠો, અને ઇ० સ० ૪૪ માં મરણ પામ્યો.

એનાં મરણ પછી એની ગાદીને માટે એના દીકરાઓએ માહોમાહે લડાઇઓ કીધી, અને આખરે **વારદાનિસ** ગાદીનો માલેક થયો. એને લોકોએ કાંઈ કારણસર મારી નાખ્યો, અને એના ભાઇ **ગોતારજીસ**ને ઇ० સ० ૪૭ માં તખ્ત ઉપર બેસાડયો. એની સાંમે **મેહેરદાદ** નામનો એનો એક ભાઇ હરીફ થયો, પણ તેમાં તે ફાવી શકયો નહિ.

**ગોતારજીસ**ની પછી **વોનોનિસ**-બીજો ઇ० સ० ૫૦ માં તખ્ત ઉપર બેઠો. એને થોડાજ મહિના રાજ્ય કીધું.

એની પછી એનો દીકરો **વોલોગેસિસ** તખ્ત ઉપર આવ્યો હતો. એ **પાર્થિયા**ની ગાદી ઉપર ઘણો વખણાઈ ગયલોછે. એણે રૂમીઓ સાથે લડાઈ કરી તેઓને હરાવ્યા હતા, તથા **યૂફ્રેતિસ** નદીને કાંઠે **વોલોગીસોસરતા** નામનું એક શેહેર વસાવ્યું હતું.

એની પછી એનો દીકરો **પેકોરસ** ઇ० સ० ૯૯ માં તખ્ત ઉપર આવ્યો હતો. એણે **તીસફૂન** શેહેરને ઘણું સુધારી નાખ્યું હતું.

એનાં મરણ પછી એનો ભાઈ **ખુસરૂ** ઇ० સ० ૧૦૭ માં તખ્ત ઉપર આવ્યો હતો. રૂમીઓએ પોતાના શાહનશાહ **ત્રેજન**નાં વખતમાં એને તખ્ત ઉપરથી ઉઠાડી મેલ્યો હતો, પણ **ત્રેજન**નાં મરણ

પછી તેના વારેસ **એડ્રીઅન**ના વખતમાં એને પોતાનું રાજ્ય પાછું લીધું હતું.

એની પછી એનો વડો દીકરો **વેલોગેસિસ-બીજો** ઈ૦ સ૦ ૧૨૧ માં તખ્ત ઉપર બેઠો હતો. એને રૂમના લોકો સાથે સલાહ હતી.

એની પછી એનો ભત્રિજો **વેલોગેસિસ-ત્રિજો** ઈ૦ સ૦ ૧૪૯ માં તખ્ત ઉપર આવ્યો હતો. એને રૂમીઓ સાથે લડાઈ કરવી પડી હતી. તેમાં પેહેલાં પાર્થિયનોએ ઠીક ફતેહ મેલવી હતી, તથા **આર્મીનિયા** અને **સિરિયા**ના મુલકો પણ પોતાને સ્વાધીન કરી લીધા હતા, પણ **કેશિયસ** નામના એક શૂરા રૂમી સરદારે આવી તેઓનાં લશ્કરને મારી પાછું હઠાવ્યું.

એનાં મરણ પછી એનો દીકરો **વેલોગેસિસ-ચોથો** ઈ૦ સ૦ ૧૯૧ માં ગાદી ઉપર આવ્યો હતો. રૂમના શાહનશાહ **સેપ્તિમસે** એને હરાવી **તીસફૂન**નું શેહેર જીતી લીધું હતું. એ ઈ૦ સ૦ ૨૦૭ માં મરણ પામ્યો હતો.

એની પછી એનાં તખ્તને માટે એના દીકરાઓ વચ્ચે મોટી મોટી લઢાઈઓ થઈ, જેથી એ રાજ્ય ઘણું નબલું થઈ ગયું. પછી આખરે **વેલોગેસિસ-પાંચમો** ઈ૦ સ૦ ૨૧૨ માં **પાર્થિયા**નાં રાજ્યનો માલેક થયો. એ ચાર વર્ષ લગણ રાજ્ય કરી મરણ પામ્યો હતો.

એની પછી **અર્દવાન** અથવા **આર્ત્તાબેનસ-ચોથો** ઈ૦ સ૦ ૨૧૬ માં તખ્ત ઉપર આવ્યો હતો. એને રૂમીઓ સાથે એક સખ્ત લડાઈ કરવી પડી હતી, પણ બન્ને લશ્કરો એકસરખાં ઉતર્યાથી રૂમીઓએ એની સાથે સુલેહ કીધી હતી. એના વખતમાં ઈરાની જરથોસ્તીઓએ **અર્દેશીર-બાબેગાન** નામના એક બહાદૂર ઈરાનીની સરદારી હેઠલ એક મોટો બલવો ઉઠાવ્યો, અને **અર્દવાન** સાથે **હુરમજ**નાં મેદાનમાં એક મોટી લડાઈ કરી તેને હરાવ્યો; તથા ઈ૦ સ૦ ૨૨૬ માં ઈરાનની ગાદી ઉપર એક મોટો વંશ સ્થાપ્યો. એ વંશને **સાસાન્યાન** વંશ કરી કેહેછે.

મારી પ્યારી દીકરી, તમોએ ઉપલાં વર્ણન ઉપરથી જોયું હશે કે **ઈરાન**નું રાજ્ય નજદીક પાંચ સદી પછી પાર્થિયનોના હાથમાંથી અસલી ઈરાનીઓના હાથમાં પાછું આવ્યું હતું. તેમની ઉપર **અર્દેશીર-બાબેગાને** રાજ્ય ચલાવ્યું હતું. એનાં રાજ્યનું વર્ણન હવે પછીના પત્રમાં તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાળો બાબ.

---

### સવાલો.

વોનોનિસની રીતભાત કેવી હતી? આથી લોકોએ કયાં વર્ષમાં તખ્ત ઉપરથી ઉઠાડયો, અને તેની જગાએ કોણને બેસાડયો? અર્દવાન-ત્રિજાને શા માટે રાજ્યમાંથી નસાડયો હતો? એનાં મરણ પછી એની ગાદીને માટે શું થયું હતું? પછી આખરે કોણ ગાદીનો માલેક થયો હતો? એને લોકોએ મારી નાખી કોણને ગાદી ઉપર બેસાડયો? ગોતારજીસની સાંમે હરીફ થવા કોણ નિકલ્યો હતો, તથા તેમાં તે ફાવ્યો હતો કે નહિ? ગોતારજીસની પછી કોણ, અને કયાં વર્ષમાં તખ્ત ઉપર આવ્યો હતો એણે કેટલી મુદત લગણ રાજ્ય કીધું હતું? એની પછી પાર્થિયાનું રાજ્ય કોણને મલ્યું હતું? વોલોગેસિસે કોણને હરાવ્યા હતા, તથા કયું શેહેર વસાવ્યું હતું? એની પછી કોણ અને કયાં વર્ષમાં તખ્ત ઉપર બેઠો હતો? પેકોરસે કયાં શેહેરને સુધારી નાખ્યું હતું? તેની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? ખુસરૂને કોણે, તથા કયા શાહાનશાહના વખતમાં તખ્ત ઉપરથી ઉઠાડી મેલ્યો હતો? પછી તેણે કયારે પોતાનું રાજ્ય પાછું લીધું હતું? ખુસરૂની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? તેની પછી કોણ પાદશાહ થયો હતો? વોલોગેસિસ-ત્રિજાને કોણે સાથે લડાઈ કરવી પડી હતી હતી? તે લડાઈમાં કોણે ફતેહ મેલવી હતી? પછી કયા સરદારે પાર્થિયાનાં લશ્કરને પાછું હઠાવ્યું હતું? વોલોગેસિસ-ત્રિજાની પછી કોણ, અને કયાં વર્ષમાં પાર્થિયાની ગાદી ઉપર આવ્યો હતો? રૂમના કયા શાહાનશાહે એને હરાવ્યો હતો, તથા એનું કયું શેહેર જીતી લીધું હતું? એનાં મરણ પછી એના દીકરાઓ વચ્ચે શા માટે લડાઈઓ થઈ હતી? પછી આખરે કોણ, અને કયાં વર્ષમાં તખ્તનો માલેક થયો હતો, તથા તે કેટલાં વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો હતો? તેની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો? અર્દવાનને કોણની સાથે લડાઈ કરવી પડી હતી, તથા તેમાં પરિણામ શું નિપજ્યું હતું? પછી કયા લોકોએ, અને કોણની સરદારી હેઠલ બલવો ઉઠાવ્યો હતો? તેઓ વચ્ચે કયાં લડાઈ થઈ હતી, અને તેમાં કોણ હાર્યું હતું? આથી કયા વંશની સ્થાપણા થઈ હતી?

---

## પત્ર ૨૬ મો.

**મારી પ્યારી દીકરી,**

મારા છેલ્લા પત્ર ઉપરથી તમોએ જોયું હશે કે **અર્દેશીર-બાબેગાન** નામના એક બહાદૂર ઈરાની સરદારે **હુરમજ**નાં મેદાનમાં **અર્દવાન** સાથે એક મોટી લડાઈ કરી પાર્થિયાનાં રાજ્યનો ઈ૦ સ૦ ૨૨૬ માં અંત આણ્યો, જેથી ઈરાનની ગાદી ઉપર પાછા અસલી ઈરાનીઓના એક મોટા વંશની સ્થાપના થઈ, કે જેને **સાસાન્યાન**

વંશ કરી કેહેછે. **આ અર્દેશીર-બાબેગાનનાં** ખાનદાન વિષે એવું કેહેછે કે તે **અર્દેશીર-દરાજદસ્તની** ઓલાદનો હતો, અને તેની માનું ખાનદાન **બાબક** નામના એક હાકેમના વંશનું હતું, તેથીજ એને **અર્દેશીર-બાબેગાન** કરી કેહેછે.

એણે તખ્ત ઉપર આવતાંને વાર ઇરાનીઓની હાલતમાં ઘણો-એક સુધારો કીધો હતો. "એનાં રાજ્યની હદ છેક **યૂફ્રેતિસ** થીતે **સિંધુ** નદી લગણની હતી." રોમને લગતાં ઘણાંએક શેહેરો એણે પોતાને તાબે કર્યાં હતાં, તથા પોતાનું પાયતખ્ત **મદાએન** શેહેરમાં કીધું હતું. જરથોસ્તી ધર્મ જે એના વખતની આગમજ પડતી દશામાં આવેલો હતો, તે એણે પાછો તાજો કીધો, તથા શેહેરમાંથી જુદદીનની રસમો તરક કીધી.

એ પાદશાહ ઘણો બહાદૂર તથા પ્રમાણિક હતો. મરતી વેલાએ એણે પોતાના દીકરા **શાહપૂરને** આ પ્રમાણે શિખામણ આપી હતી;—

"યાદ રાખજે કે પાદશાહ તરીકે તને તારા દેશ તથા ધર્મનો
"બંચાવ કરવાની ફરજછે. તું ધર્મ અને રાજ્યને એક બીજાંથી જૂદાં
"ના ગણતો. ધર્મ વિના પાદશાહ જુલમી કેહેવાએછે. રાજ્ય વિના
"ધર્મ હોય, પણ ધર્મ વિના રાજ્ય હોય નહિ. તું મગરૂરી કર્યા વગર
"નેકીનો અને ધર્માતુપણાંનો દાખલો તારી પ્રજાને આપજે. તું દુઃખની
"વેલા હિંમત ધરજે, અને સુખની વેલા ડહાપણથી રેહેજે."

એ પાદશાહે **કારનામે-અર્દેશીર** એવે નામનું એક પુસ્તક લખ્યું હતું, તથા ૧૪ વર્ષ લગણ રાજ્ય કરી ઇ૦ સ૦ ૨૪૦ માં મરણ પામ્યો હતો.

એની પછી એનો દીકરો **શાહપૂર** ઇરાનનાં તખ્ત ઉપર બેઠો હતો. એ પણ પોતાના બાપના જેવોજ નામાંકિત થઈ ગયોછે. એણે **યૂફ્રેતિસ** નદીની આસપાસના રોમને લગતા પ્રાંતોનો નાશ કીધો, તથા **નિસબીસનો** કિલ્લો જીતી લીધો અને **ઈદીસાનાં** શેહેર આગલ ઇ૦ સ૦ ૨૬૦ માં રૂમીઓ સાથે લડાઈ કરી તેમને હરાવ્યા, તથા તેઓના શાહાનશાહ **વેલેરિયનને** પકડી ઇરાન તરફ લઈ ગયો.

પછી **વેલેરિયનના** વારેસ **ઓરેલિયને** એની સાથે એક લડાઈ કરી એને હરાવ્યો. એ ઇ૦ સ૦ ૨૭૧ માં મરણ પામ્યો હતો. એની પછી એનો દીકરો **હુરમજ** તખ્ત ઉપર આવ્યો હતો. તેનાં રાજ્યની બીના આવતા પત્રમાં તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

### સવાલો.

સાસાન્યાન વંશનો પેહેલો પાદશાહ કોણ હતો? અર્દેશીર બાબેગાનનાં ખાનદાન વિષે શું કેહેછે? એણે તખ્ત ઉપર આવતાંને વાર શું કીધું હતું? એનાં રાજ્યની હદ્દ ક્યાં લગણુની હતી? જરથોસ્તી ધર્મ એણે કેવી હાલતમાંથી તાજો કીધો હતો? અર્દેશીર પાદશાહે કયું પુસ્તક લખ્યું હતું તથા કેટલાં વર્ષ રાજ્ય કરી ક્યાં વર્ષમાં મરણ પામ્યો હતો? એની પછી એનાં તખ્ત ઉપર કોણ બેઠો હતો? શાહપૂરે કયા પ્રાંતોનો નાશ કીધો હતો, તથા કયો કિલ્લો જીતી લીધો હતો? એણે ક્યાં શેહેર આગલ રૂમીઓ સાથે લડાઈ કીધી હતી? તે ક્યાં વર્ષમાં થઈ હતી, તથા તેમાં કોણ હાર્યા હતા? પછી કોણે એની સાથે લડાઈ કરી એને હરાવ્યો હતો? એની પછી કોણ એનાં તખ્ત ઉપર આવ્યો હતો?

---

## પત્ર ૨૭ મો.

મારી પ્યારી દીકરી,

ઈરાનની જે ટુક તવારીખ હું તમારી ઉપર દરએક પત્રમાં લખી મોકલું છું, તે વાંચવાને તમો ઘણી ખાહેસ રાખતાં દીસોછે, તેથી એ બાબત વિષે લખવાનું જારી રાખવાને મને ઘણી ખુશી ઉપજેછે. મેં તમારી ઉપર લખેલા સઘલા પત્ર તમોએ સારીપેઠે યાદ રાખ્યા હોયતો હું ધારૂં છું કે તમો કાંઈ આપણાં અસલ વતન ઈરાનની તવારીખથી તદન બેખબરાં નહિ કેહેવાવો.

તમો જાણોછો કે શાહપૂરની પછી તેનો દીકરો હુરમજ ઈરાનનાં તખ્ત ઉપર ઈ૦ સ૦ ૨૭૧ માં આવ્યો હતો. તેની આગમજ એ ખોરાસાનનો હાકેમ હતો. એણે માત્ર એકજ વર્ષ રાજ્ય ચલાવ્યું હતું, તથા રામહુરમજ નામનું શેહેર વસાવ્યું હતું.

એની પછી અનો દીકરો બેહેરામ ઈ૦ સ૦ ૨૭૨ માં તખ્ત ઉપર આવ્યો હતો. એના વખતમાં માની નામનો એક શખ્સ કે જેણે પાદશાહ શાહપૂરના વખતમાં પેગંબરી દાવો ઉઠાવી માનીકિયન નામનો ધર્મ સ્થાપ્યો હતો, તેને તથા તેના કેટલાએક ચેલાઓને મારી નાખવામાં આવ્યા હતા. એ પાદશાહ ૩ વર્ષ રાજ્ય કરી ઈ૦ સ૦ ૨૭૫ માં મરણ પામ્યો હતો. એની એક કેહેવત ઘણી સરસછે, તે તમારે માટે હિયાં લખુંછું, તે વાંચી તમો સદા તે પર અમલ કરજો. તે કેહેતો કેઃ—

"દયા એ બોલનું બયાન થઈ શકે નહિ, કારણ કે તેમાં બધી તરેહની નેકી આવેલી છે".

બેહરામની પછી તેનો દીકરો **બેહરામ-બીજો** તખ્ત ઉપર બેઠો હતો. એણે લોકો પર કેટલોએક જુલમ ગુજારવા માંડયો, જેથી તેઓ કંટાળીને એને તખ્ત ઉપરથી ઉઠાડી મેલવાની ગોઠવણ કરવા લાગ્યા, પણ તેવામાં એના મુખ્ય દસ્તૂરે એને કેટલીએક અસરકારક નસિહતો દીધી; જેથી એનાં દેલમાં ઘણી અસર થઈ, અને પોતાની ચાલચલણમાં તદન ફેરફાર કરી નાખ્યો. એ ૧૭ વર્ષ લગણ રાજ્ય કરી ઈ૦ સ૦ ૨૯૨ માં મરણ પામ્યો.

એની પછી એનો દીકરો **બેહરામ-ત્રિજો** તખ્ત ઉપર બેઠો હતો, કે જેણે માત્ર ચાર માસ રાજ્ય કર્યું હતું, તેથી તેનાં રાજ્યમાં કાંઈ જાણવાજોગ બીના બની હતી નહિ.

એની પછી એનો ભાઈ **નારસી** તખ્ત ઉપર આવ્યો હતો. તેણે **મીસોપોટેમ્યા** ઉપર ચઢાઈ કરી તે જીતી લીધું, તથા **આર્મીનિયાનો** સઘલો મુલક પોતાને સ્વાધીન કરી લીધો. "ત્યાર બાદ રોમના શાહાનશાહ **ગેલેરીઅસ** સાથે એને એક લડાઈ થઈ, તેમાં એ હાર્યો ગયો; પણ ફરીથી પાછી એક બીજી લડાઈમાં એણે ગેલેરીઅસને હરાવ્યો. આથી તે નાસીને પાછો **રોમ** ગયો. બીજે વર્ષે વલી પાછું એક મોટું લસ્કર લઈ **ગેલેરીઅસે નારસી** ઉપર હુમલો કર્યો, અને તેને હરાવ્યો." ત્યાર બાદ તેઓ વચ્ચે સુલેહના કોલકરારો થયા, અને **નારસી** ઈ૦ સ૦ ૩૦૧ માં નવ વર્ષ લગણ રાજ્ય કરી મરણ પામ્યો.

એની પછી એનો દીકરો **હુરમજ-બીજો** તખ્ત ઉપર આવ્યો. એણે પોતના દેશમાં ઘણો સુધારો કર્યો હતો, તથા લોકોને સારી રીતે ઈનસાફ આપ્યો હતો. એ સાત વર્ષ લગણ રાજ્ય કરી ઈ૦ સ૦ ૩૦૮ માં મરણ પામ્યો હતો. એ મરણ પામ્યો તે વેલાએ એને પેટે કાંઈ છોકરાં મોજુદ હતાં નહિ; પણ એની એક રાણી હમેલદાર હતી, તેને એક દીકરો જન્મ્યો, કે જેને **શાહપૂર-બીજાનાં** નામથી તખ્ત ઉપર બેસાડયો. એનાં રાજ્યની હકીકત હવે પછીના પત્રમાં તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

### સવાલો.

**હુરમજ** પાદશાહ તખ્ત ઉપર આવ્યો તેની આગમજ ક્યાંનો હાકેમ હતો? એણે કેટલાં વર્ષ રાજ્ય કીધું હતું, તથા કયું શેહેર વસાવ્યું

હતું ? એની પછી કોણ, અને કયાં વર્ષમાં તખ્ત ઉપર આવ્યો હતો ? બેહરામના વખતમાં કોણને મારી નખાવ્યા હતા ? બેહરામની પછી કોણ તેનાં તખ્ત ઉપર બેઠો હતો ? બેહરામ-બીજાએ કેવી રીતે રાજ્ય ચલાવવા માંડયું હતું ? પછી એણે શાથી એકદમ પોતાની ચાલચલણમાં ફેરફાર કરી નાખ્યો હતો ? એ કયાં વર્ષમાં મરણ પામ્યો હતો ? એની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો, તથા તેણે કેટલા મહિના રાજ્ય કીધું હતું ? પછી ઇરાનનું રાજ્ય કોણને હસ્તક આવ્યું હતું ? નારસીએ કયા મુલકો જીતી લીધા હતા ? પછી એને કોણ સાથે લડાઈ થઈ હતી, અને તેમાં કોણ હાર્યો હતો ? પછી ફરીથીની લડાઇમાં કોણ હાર્યો હતો ? બીજે વર્ષે ગેલેરીઅસ સાથની લડાઇમાં કોણ હાર્યું હતું ? પછી નારસી કયાં વર્ષમાં મરણ પામ્યો, અને તેની પછી કોણ તખ્ત ઉપર આવ્યો ? હુરમજ-બીજાએ કેવી રીતે રાજ્ય ચલાવ્યું હતું ? એ કયાં વર્ષમાં મરણ પામ્યો હતો ? એની પછી એનાં તખ્ત ઉપર કોણને બેસાડયો હતો ?

---

# પત્ર ૨૮ મો.

મારી પ્યારી દીકરી,

મારા છેલ્લા પત્રમાંથી તમારા જાણ્યામાં આવ્યું હશે કે હુરમજ-બીજાનાં મરણ પછી તેના તરતના જન્મેલા દીકરા શાહપૂર-બીજાને તખ્ત ઉપર બેસાડયો હતો, અને તે ઉમરે પુગે ત્યાં લગણ રાજ્યનો સઘલો કારોબાર મુખ્ય દસ્તૂરો તથા વજીરોએ ચલાવ્યો હતો. આવી તક જોઈ આસપાસના મુલકોના લોકોએ વારેઘડીએ એનાં રાજ્ય ઉપર હુમલા કર્યા કીધા, તથા દક્ષિણ તરફના આરબ લોકોનાં ટોલાંઓતો ઈરાનમાં હથ્યારો સમેત પેઠાં, તથા કેટલીએક ખરાબી કીધી. જ્યારે શાહપૂર પોતાની ઉમરે પોહોંચ્યો, ત્યારે તેઓને એણે ઘણી સખ્ત શિક્ષા કીધી, તથા તેમનાં ખભાંનાં હાડકાં ભંજાવી નાખ્યાં. આથી આરબ લોકો એને શાહપૂર-જુલકતાફ એટલે ખભાંવાલો શાહપૂર કરી કેહેછે. એણે આરબ લોકોમાં પોતા વિષે ભારે ભય બેસાડયો હતો, તથા તેઓને પોતાના મુલકમાંથી તદન નાબુદ કીધા હતા.

એણે મિસોપોટેમ્યાનો મોટો ભાગ જીતી લીધો હતો, તથા રોમના નામીચા શાહાનશાહ કાનસ્તેનશિયશ, જુલિયન અને જોવિયન એ ત્રણેને એક પછી એક હરાવ્યા હતા. એ પોતાની ૭૧ વર્ષની ઉમરે ઇ૦ સ૦ ૩૭૯ માં મરણ પામ્યો હતો. એની એક શિખામન ઘણી ધ્યાન પેહોંચાડવા જોગછે. તે કેહેતો કેઃ—

“ વાચચિત્ત કરવામાં ઘણા મિઠા શબ્દો વાપરવા જોઈએ, કારણ

"કે ખરાબ શબ્દોથી તલવારના ઘાહ કરતાં પણ ઘણી જેહેરી અસર "થાયછે."

**શાહપૂર-જુલકતાફ**ની પછી તેનો ભાઇ **અર્દેશીર-બીજો** ઇરાનનાં તખ્ત ઉપર બેઠો હતો. એને ચાર વર્ષ લગણ રાજ્ય કર્યું હતું, પણ તેમાં કાંઈ જાણવાજોગ બીના બની ન હતી.

એની પછી એનો ભત્રિજો **શાહપૂર-ત્રિજો** ઇ० સ० ૩૮૩ માં તખ્ત ઉપર આવ્યો હતો. એ ઘણો નેક તથા આદેલ પાદશાહ હતો. એણે માત્ર પાંચ વર્ષ રાજ્ય કર્યું હતું, અને કેહેછે કે જ્યારે એ એક વેલાએ ઊંઘમાં હતો, ત્યારે એનો તંબુ પવનના જોરથી એનાં દેલ ઉપર તુટી પડવાથી એ મરણ પામ્યો હતો.

એની પછી એનો ભાઈ **બેહરામ-ચોથો** ઇરાનનાં તખ્ત ઉપર ઇ० સ० ૩૮૮ માં આવ્યો હતો. તેની આગમજ એ કેરમાનનો હાકેમ હતો, તેથી એને **બેહરામ-કેરમાનશાહ** કરી કેહેછે. એણે ૧૧ વર્ષ લગણ રાજ્ય કર્યું હતું, અને ઇ० સ० ૩૯૯ માં મરણ પામ્યો હતો.

એની પછી **યજદજર્દ-ઉલાથીમ** તખ્ત ઉપર આવ્યો હતો. ઉગમન તરફના ગ્રંથકારો એને માટે લખેછે કે "એ ઘણો ઘાતકી તથા મોજ શોકમાં ચકચુર હતો." એથી ઉલટું પશ્ચિમ તરફના ગ્રંથકારો એને માટે જણાવેછે કે "એ ઘણો નેક તથા દાનાવ હતો." રોમના શાહાનશાહ **આરકેદિયસે** પોતાના નહાના દીકરા **થીઓદોશિયસનો** એને રખેવાલ ઠેરવ્યો હતો, અને તે કામ એને વિશ્વાસથી બજાવ્યું હતું. એણે લોકોને પોતાની મરજીમાં આવે તે ધર્મ પાલવાની છુટ આપી હતી, તેથી દસ્તૂરો તથા મોબેદો એની ઉપર ઘણા ગોસ્સે થયા હતા. એ ૨૧ વર્ષ લગણ રાજ્ય ચલાવી ઇ० સ० ૪૨૦ માં મરણ પામ્યો હતો. એનો દીકરો **બેહરામ-પાંચમો** એની પછી રાજ્યનો માલેક થયો હતો, તેનાં રાજ્યની હકીકત બીજા પત્રમાં તમારી ઉપર લખીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

શાહપૂરનાં રાજ્યનો કારોબાર કોણે ચાલાવ્યો હતો? આ જોઇ કોણ એના દેશમાં પેઠા, તથા ખરાબી કીધી? શાહપૂરે પોતાની ઉમરે પોહોંચ્યા પછી તેઓને શું શિક્ષા કીધી હતી? આથી આરબ લોકો એને શું કેહેછે? એણે કયું શેહેર જીતી લીધું હતું, તથા

ક્યા પાદશાહોને હરાવ્યા હતા ? એ પોતાની કેટલાં વર્ષની ઉમરે, અને ક્યાં વર્ષમાં મરણ પામ્યો હતો ? એની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો ? **અર્દેશીર્-ત્રિજાએ** કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું, તથા તેની પછી કોણ તખ્ત ઉપર બેઠો હતો ? **શાહપૂર-ત્રિજાએ** કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું, તથા તે શાથી મરણ પામ્યો હતો ? એની પછી કોણ, તથા ક્યાં વર્ષમાં તખ્ત ઉપર આવ્યો હતો ? તે આગમન એ ક્યાંનો હાકેમ હતો ? એણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું, તથા ક્યાં વર્ષમાં મરણ પામ્યો હતો ? એની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો ? ઉગમણ તરફના તથા પશ્ચિમ તરફના ગ્રંથકારો એને માટે શું લખેછે ? ક્યા શાહાનશાહે એને પોતાના દીકરાનો રખેવાલ ઠેરવ્યો હતો ? એની ઉપર દસ્તૂરો તથા મોબેદો શા માટે ગોસ્સે થયા હતા ? એનાં મરણ પછી કોણ રાજ્યનો માલેક થયો હતો ?

---

## પત્ર ૨૯ મો.

મારી પ્યારી દીકરી,

મારા છેલ્લા પત્રમાંથી તમે જાણ્યું હશે કે **યજદજર્દ-ઉલાથીમની** પછી તેનો દીકરો **બેહરામ-પાંચમો** ઈરાનનાં રાજ્યનો માલેક થયો હતો. એણે **નોમન** નામના એક આરબ સરદાર પાસે કેલવણી લીધી હતી. એ ગધેડાંનો શિકાર કરવાનો ઘણો શોખી હતો, તેથી એને **બેહરામ-ગોર** કરી કહેછે. એને ગાયનનો પણ ઘણો શોખ હતો, તેથી એણે કેટલાએક ગવૈયા બાહેર દેશોથી ઈરાનમાં બોલાવી મંગાવ્યા હતા.

પછી તાતારના ખાને એની સાંમે લડાઈ કરવાને માટે ૨૫૦૦૦ માણસોનાં એક લશ્કર સહિત **જહૂન** નદી ઓલંગી, અને **ખોરાસાનનો** મુલક તારાજ કીધો. પછી **બેહરામ** ૭૦૦૦ બહાદૂર સિપાહોનું એક લશ્કર લઈ તેની સાંમે ગયો, અને તેના મુખ્ય સરદારોને મારી નાખ્યા.

ત્યાર બાદ **બેહરામને રૂમના** શાહાનશાહ સાથે કાંઈ સબબને લીધે લડાઈ કરવી પડી, પણ તેમાં બન્ને બાજુનું લશ્કર સરખું ઉતરવાથી તેઓ વચ્ચે સલાહ થઈ. **બેહરામ** ઈ૦ સ૦ ૪૪૧ માં મરણ પામ્યો.

એની પછી એનો દીકરો **યજદજર્દ-બીજો** ઈરાનનાં તખ્ત ઉપર બેઠો. એ ઘણો ડહાપણ વાલો, તથા નેક પાદશાહ હતો. એણે પોતાના વજીરો, દરબારીઓ, તથા સિપાહો સાથે ઘણી સારી ચાલ ચલાવી પોતાના દેશને સમાધાનીમાં રાખ્યો હતો. એણે એકવાર **રૂમમાં** કાંઈ ચોથાઈનાં વાંધાસર પોતાના વજીર **મેહેરનારસીની** સરદારી હેઠલ એક લશ્કર મોકલ્યું હતું, તે લશ્કરે એક નહાની જેવી લડાઈ

કર્યા પછી રૂમના શાહાનશાહે તેઓની સાથે સુલેહના કોલકરારો કર્યા હતા. **યજદજર્દ-બીજો** ૧૮ વર્ષ લગણ રાજ્ય કરી ઈ૦ સ૦ ૪૫૯ માં મરણ પામ્યો હતો.

એની પછી એનો દીકરો **હુરમજ** તખ્ત ઉપર બેઠો, પણ તેને એક વર્ષમાં ઉઠાડી મુકી તેના ભાઈ **ફીરૂજે** તખ્ત લીધું **ફીરૂજ**નાં રાજ્યની શરૂઆતમાં સાત વર્ષ લગણ ઈરાનમાં એક સખ્ત પાણીની ટીપણી પડી હતી, જેથી લોકોના જાનોની ઘણી ખરાબી થઈ, પણ પછી સઘલે આબાદાની થઈ ગઈ.

પછી એણે તાતાર દેશના **ખુશનુજ** નામના પાદશાહ ઉપર ચઢાઈ કીધી. તેમાં એનાં લશ્કરની જબરી હાર થઈ. આથી એણે ફરીથી પોતાના વજીરો તથા મોબેદોએ ના કહ્યા છતાં એક મોટું લશ્કર એકઠું કરી **ખુશનુજ** ઉપર ચઢાઈ કરવા માટે **જહુન** નદી ઓલંગી, પણ તેનાં લશ્કરનો મોટો ભાગ એક ઊંડી ખાહી કે જે **ખુશનુજે** એ કારણસર ખોદાવી ઉપરથી ઝાડની ડાંખલીઓ તથા મટોડીથી ચીણી લીધી હતી, તેમાં પડી ગયો અને મરણ પામ્યો. **ફીરૂજે** ૨૬ વર્ષ લગણ રાજ્ય કર્યું હતું, અને ઈ૦ સ૦ ૪૮૬ માં મરણ પામ્યો હતો.

એની પછી એનો દીકરો **પાલાસ** તખ્ત ઉપર આવ્યો હતો. તેણે માત્ર ચાર વર્ષ લગણ રાજ્ય કર્યું હતું, અને તે રાજ્યમાં કાંઈ જાણવા જોગ બીના બની નહિ હતી.

એની પછી એનો ભાઈ **કોબાદ** ઈ૦ સ૦ ૪૯૦ માં તખ્ત ઉપર બેઠો. એનાં રાજ્યનાં દશમાં વર્ષમાં **મજદક** નામનો એક ઠગારો નવો ધર્મ ઉઠાવવાને માટે પેગંબરી દાવો લઈ બેઠો હતો. તેના નવા ધર્મની મુખ્ય મતલબ એ હતી કે "ખોદાતાલાએ જે દુનિયામાં સઘલી ચીજો, નિર્જીવ કે જીવજંત, પેદા કીધેલીછે, તે સર્વેના ઉપયોગ માટેછે, વાસ્તે કોઈ શખ્સથી કાંઈ પણ ચીજ એકલી વપરાઈ શકે નહિ." આ નવો ધર્મ ઘણા ખરા લોકોએ પસંદ કર્યો, તથા **કોબાદ** પોતે પણ તેને મદદ કરવા લાગ્યો. આથી દેશમાં ઘણી ખરાબી થઈ, અને જેઓ સમજુ હતા, તેઓ કમકમવા લાગ્યા. પછી એના કેટલાએક વજીરો તથા મોબેદોએ એકસંપ થઈ એને બંદીખાને નાખ્યો, તથા એના ભાઈ **જામાસ્પને** તખ્ત ઉપર બેસાડ્યો. પણ પછી **કોબાદે** બંદીખાનામાંથી નાસી આવી પાછું પોતાનું રાજ્ય લીધું.

ત્યારબાદ તેણે રૂમીઓ સાથે બેવાર લડાઈ કરી તેમને હરાવ્યા. પછી

વલી શાહાનશાહ જસ્તીનિયનના વખતમાં તેઓ વચ્ચે એક લડાઈ થઈ, તેમાં પણ કોબાદે રૂમીઓને હરાવ્યા. પછી તેઓ વચ્ચે સલાહ થઈ, અને કોબાદ ઈ૰ સ૰ ૫૩૧ માં ૪૧ વર્ષ લગણ રાજ્ય કરી મરણ પામ્યો. એની પછી એનો દીકરો નોશીરવાન તખ્ત ઉપર આવ્યો, જેનાં નામીચાં રાજ્યની હકીકત આવતા પત્રમાં હું તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

બેહરામ પાદશાહે કોણ પાસે કેલવણી લીધી હતી? એને ઘણા શોકો શાના હતા? પછી કોણે, કેટલાં માણસો સહિત, તથા કઈ નદી ઓલંગી એની ઉપર ચઢાઈ કીધી, તથા એનો કયો મુલક તારાજ કીધો? બેહરામ તેની સામે કેટલું લશ્કર લઈ ગયો, તથા કોણને મારી નાખ્યા? ત્યાર બાદ એને કોણ સાથે લડાઈ કરવી પડી હતી, તથા તેમાં શું થયું હતું? એની પછી કોણ એનાં તખ્ત ઉપર બેઠો હતો? યજદજર્દ-બીજાએ ક્યાં, શું કારણસર, તથા કોણની સરદારી હેઠલ લડાઈ કરવા લશ્કર મોકલ્યું હતું? પછી રૂમના શાહાનશાહે તેઓની સાથે શું કીધું હતું? યજદજર્દની પછી કોણ એનાં તખ્ત ઉપર બેઠો હતો? હુરમજને એક વર્ષમાં ઉઠાડી મુકી કોણે તખ્ત લીધું હતું? ફીરૂજનાં રાજ્યની શરૂઆતમાં ઈરાનમાં શું થયું હતું? પછી ક્યારે પાછો વરસાદ વરસ્યો, અને આબાદી થઈ? ફીરૂજે ક્યાં ચઢાઈ કીધી હતી, તથા તેમાં તેનાં લશ્કરનું શું થયું હતું? ફરીથી એ ખુશનુજ ઉપર ચઢાઈ કરવાં ક્યાં ગયો હતો? તેમાં તેનાં લશ્કરનું શું થયું હતું? ફીરૂજની પછી કોણ એનાં તખ્ત ઉપર બેઠો હતો? પાલાસે કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું, તથા તેનું તખ્ત કોણને મલ્યું હતું? કોબાદનાં રાજ્યનાં ક્યાં વર્ષમાં, અને કોણે પેગંબરી દાવો ઉઠાવ્યો હતો, તથા તેના ધર્મની મુખ્ય મતલબ શું હતી? આ નવા ધર્મને કોબાદે મદદ કર્યાથી દેશમાં શું થયું હતું? પછી એના વજીરો તથા મોબેદોએ એકસંપ થઈ એને શું કીધું, તથા એની જગાએ કોણને તખ્ત ઉપર બેસાડ્યો? કોબાદે બંદીખાનેથી નાસી જઈ શું કીધું હતું? ત્યારબાદ તેણે કોણ સાથે લડાઈ કરી તેમને હરાવ્યા હતા? પછી વલી પાછા કયા શાહાનશાહના વખતમાં કોબાદે રૂમીઓને હરાવ્યા હતા? કોબાદ ક્યાં વર્ષમાં મરણ પામ્યો હતો, તથા તેની પછી કોણ તખ્ત ઉપર આવ્યો હતો?

---

# પત્ર ૩૦ મો.

મારી પ્યારી દીકરી,

છેલ્લા પત્રમાં આપણે કોબાદનાં રાજ્યની બીના જાણી. હવે આપણ તેના દીકરા **નોશીરવાનનાં** રાજ્યની બીના જાણ્યે. તમો જાણોછો કે **નોશીરવાન** ઈ૦ સ૦ ૫૩૧ માં ઈરાનનાં તખ્ત ઉપર આવ્યો હતો. એ ઘણો નેક તથા અદલ પાદશાહ હતો, તેથી એને **નોશીરવાન-આદેલ** કરી કેહેછે. એણે તખ્ત ઉપર આવતાંનેવાર પોતાની દરબારમાનાં સઘલાં માણસોને એકઠાં કરી કહી સંભલાવ્યું કેઃ—

"પાદશાહ તરીકે મારી હકુમત તમારાં આંગ ઉપર ચાલશે, તમારાં "અંતઃકરણ ઉપર ચાલનાર નથી; કારણ કે અંતઃતરણનો છુપો ભેદ જા-"ણનાર પાક પરવરદેગાર સિવાય બીજો કોઈ નથી. એ ઉપરથી હું "તમોને એવું કેહેવા માગુંછું કે, તમારાં જાહેર કામ વતરોગે, તમારી "મરજી ઉપર મારો કાબુ ચલાવવાનો હું કશો દાવો કરનાર નથી; પણ "તમોને પોતાને ઈનસાફના પવિત્ર કાયદાઓને આધીન રેહેવું જોઈશે. "મારી હકુમતનો પાયો ઈનસાફ તથા ઈમાનદારીનાં મજબૂત સાધન "ઉપર નાખેલોછે. તે પ્રમાણે ચલ્યાથી આપણું રાજ્ય આબાદાની "ઉપર આવશે, અને મારાં નામને જાવેદાન સુધી જેબ મલશે."

ત્યારબાદ **નોશીરવાને** પેલા **મજદકનો** તથા તેનો ધર્મ પાલનારાઓનો નાશ કીધો, અને પછી પોતાના દેશમાં ઘણાએક સુધારો કર્યો, તથા કેટલાએક પુલો, કિલ્લાઓ, અને નવી ઈમારતો બંધાંવી; તેમજ કેટલીએક નિશાલો તથા મદરેસાઓ પણ સ્થાપી હતી.

પોતાનાં રાજ્યના એણે ચાર ભાગો કર્યા હતા. તેમાં "પેહેલા ભાગમાં **ખોરાસાન, સિસ્તાન,** અને **કેરમાન** આવેલાં હતાં; બીજામાં **ઈસ્ફહાન, કુમ, ગીલાન, આજરબીજાન,** અને **આર્મીનિયા** આવેલાં હતાં; ત્રિજામાં **ફારસ** તથા **અહવજ** આવેલાં હતાં; અને ચોથામાં **ઈરાકનો** મુલક છેક **રૂમની** શાહાનશાહતની હદ લગણ આવેલો હતો." એ ચારે ભાગોમાં રાજ્ય ચલાવવાને તેણે પોતાના ચાર વિશ્વાસુ વજીરોને નેમ્યા હતા.

**નોશીરવાન** પાદશાહનો **બુજર-ચે-મેહેર** નામે એક ઘણોજ ડહાપણ તથા હુશિયારી વાલો વજીર હતો, અને તેની સલાહથી એ પોતાનાં સઘલાં કામકાજો કરતો હતો. એણે રૂમીઓ સાથે કેટલીએક

લડાઈઓ કીધી હતી, તથા **સિરિયાનો** મુલક તાબે કર્યો હતો, અને **એનટીઓકનું** નામીચું શેહેર પણ જીતી લીધું હતું.

ત્યારબાદ એનો એક દીકરો **નુશીજાદ** કે જે ખ્રિસ્તી ધર્મ ઉપર પોતાનો એતેકાદ રાખતો હતો, તેણે પોતાના બાપને બાહેરની લડાઈમાં ગુંતાએલો જોયાથી **ઈરાન**માં એક હુલડ ઉઠાવ્યું. આથી **નોશીરવાને** તેને બંદીખાને નખાવ્યો. પછી તેણે બંદીખાનેથી છુટી જઈ **ફારસ** તથા **અહુવજ**માં એક બલવો ઉઠાવ્યો. તે બેસાડી દેવા **નોશીરવાને** પોતાના **શમબુરજીન** નામના એક સરદારને મોકલ્યો, કે જેણે ત્યાં જઈ **નુશીજાદ** ઉપર સેહેલથી ફતેહ મેલવી, અને તેને મારી નાખ્યો. આ વેલાની **નોશીરવાનની** એક નસીહત ઘણીજ ધ્યાન પોહોંચાડવા જોગછે, તે તમારા માટે નીચે ટાંકુંછું:—

"એક મોટાં ખાનદાનનો શખ્સ અગરજે બદ ખવાસ બતાવે
"તો આપણે તેનાં ખાનદાન નહિ પણ તેની ચાલચલણ તરફ જોવું
"જોઈએ. એક માણસ પાપી કામની સાંમે હથ્યાર બાંધે તો તેને જે
"સજા થાય તેમાં તેનોજ વાંકછે, અને સજા કરનારનો કાંઈ વાંક નથી."

**નોશીરવાન** પાદશાહના વખતમાં **ઈરાન**માં કેલવણી સંબંધી ઘણો સુધારા થયા હતા. એને **ઈરાન**ની તવારીખને લગતી કેટલીએક નોંધો એકઠી કીધી હતી, તથા **હિતોપદેશ** ઈયાને **પંચોપાખ્યાન**ની ચોપડીનો તરજુમો કરાવ્યો હતો. મરતી વેલા એણે પોતાના દીકરા **હુરમજ-ત્રિજાને** કેટલીએક ઉમદા નસીહતો આપી હતી. તે એ પ્રમાણે બોલ્યો કે;—

"મારા પ્યારા દીકરા, તું તારી પ્રજાનું હમેશાં સારૂં કરતો રેહેજે;
"તારી દિયાનત પાક રાખજે; ઈનસાફની રાહે ચાલજે; બંદગીમાં મશ-
"ગુલ રેહેજે દુખીઓને સાહે થજે; કેલવણીનો ફેલાવો કરજે; તારી
"બાયડી છોકરાંપર હેત રાખજે; ખરાબ માણસોને સજા કરજે; સારાં
"માણસોને મદદ આપજે; ડાહ્યાં માણસોની સલાહ લેજે; ખોદાથી
"બિહિતો રેહેજે; સાચ્ચું બોલજે; અને સર્વનાં સુખમાં તારૂં પોતાનું
"સુખ જાણજે. જો તું આ શિખામણો પ્રમાણે ચાલશે તો ખોદાતાલ-
"તારી બંદગી કબુલ રાખશે; તારા દુશમનોનો નાશ થશે; તારા દોસ્તો
"તને ચાહાશે; અને આલમમા લોકો તારા ઉપર મમ થશે."

આ શબ્દો બોલી તે અદલ પાદશાહ ઈ૦ સ૦ ૫૭૯ માં મરણ પામ્યો હતો. એણે ૪૮ વર્ષ લગણ રાજ્ય કર્યું હતું. એના વખતમાં મુસલમાનોના પેગંબર **મહમદ**નો જન્મ થયો હતો. એની પછી એનો

દીકરો હુરમજ ત્રિજો તખ્ત ઉપર આવ્યો હતો, તેનાં રાજ્યની હકીકત આવતા પત્રમાં તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

સવાલો.

નોશીરવાન પાદશાહ કેવો હતો. તથા તેને કયાં નામથી બોલા બેછે? તખ્ત ઉપર આવ્યા પછી એણે કોણનો નાશ કીધો હતો? એણે પોતાના દેશમાં શું સુધારા કર્યા હતા? પોતાનાં રાજ્યના એણે કેટલા ભાગો કર્યા હતા? એ ચારે ભાગોમાં કયા કયા મુલકો આવેલા હતા? નોશીરવાન પાદશાહ કોણની સલાહથી ચાલતો હતો? એણે કોણની સાથે લડાઈઓ કીધી હતી, તથા કયો મુલક તાબે કર્યો હતો, અને કયું શેહેર જીતી લીધું હતું? પછી એના કયા દીકરાએ હુલડ ઉઠાવ્યું હતું? નોશીરવાને તેને શું કીધું હતું? પછી નુશીજાદે બંદીખાનેથી છુટી કયાં બલવો કીધો હતો? તે બેસાડી દેવા નોશીરવાને કોણને મોકલ્યો હતો? રામબુરજીને ત્યાં જઈ શું કીધું હતું? નોશીરવાને શાને લગતી નોંધો એકઠી કીધી હતી, તથા કઈ ચોપડીનો તરજુમો કરાવ્યો હતો? એના વખતમાં કયા પેગંબરનો જન્મ થયો હતો? એની પછી એનાં તખ્ત ઉપર કોણ આવ્યો હતો?

---

# પત્ર ૩૧ મો.

મારી પ્યારી દીકરી,

મારા છેલ્લા પત્રમાં તમે વાંચ્યું હશે કે નોશીરવાન-આદેલની પછી તેનો દીકરો હુરમજ-ત્રિજો ઈ૦ સ૦ ૫૭૯ માં ઈરાનનાં તખ્ત ઉપર આવ્યો હતો. એની કેલવણી ઉપર એના બાપે ઘણું ધ્યાન આપ્યું હતું, અને પોતાના કાબેલ વજીર બુજર-ચે-મેહેરને એનો ઉસ્તાદ ઠેરવ્યો હતો. પોતાના ઉસ્તાદની હૈયાતી લગણ એની ચાલચલણ ઘણી સારી હતી, પણ તેનાં મરણબાદ તે એકદમ ફેરવાઈ ગઈ. એણે રાજ્યમાં બધી રીતે ખરાબી કરી નાખી, જેથી દેશમાં વારેઘડીએ ફિતૂરો ઉઠવા માંડયાં. રૂમના શાહાનશાહનું લશ્કર ઈરાન ઉપર ચઢી આવ્યું, અને કેટલીએક લૂટફાંટ તથા ફતેહો મેલવી.

ત્યારબાદ તાતારના ખાકાનનાં એક મોટાં લશ્કરે જહૂન નદી ઓળંગી ઈરાન ઉપર ચઢાઈ કીધી. હુરમજે પોતાના બેહરામ-ચોબીન નામના એક સરદારને તેની સામે ૧૨૦૦૦ બહાદૂર સિપાહોનું

એક લશ્કર આપી મોકલ્યો, તેઓ વચ્ચે **ખોરાસાનના મેદાનમાં** એક મોટી લડાઈ થઈ, અને તેમાં તાતારનું લશ્કર હાર્યું ગયું, તથા **ખાકાન** પોતે માર્યો ગયો.

પછી હુરમજે "**એરક્ષીસ** નદીની પેલીમેર" **બેહરામને** રૂમીઓ સાથે લડવાને મોકલ્યો, કે જ્યાં તે ફાવી શક્યો નહિ. આથી **હુરમજે** કેટલાક ફરેબબાજ લોકોના **સમજાવ્યા** ઉપરથી તેને માટે ઓરતના પોશાકની એક જોડ મોકલી. આ ઉપરથી બેહરામને ઘણું અપમાન લાગ્યું, તેથી તેણે ઈરાનમાં એક હુલડ ઉઠાવ્યું, અને પોતે રાજ્યનો માલેક થવા માગેછે એવું કોઈ નહિ સમજે માટે **હુરમજના** દીકરા **ખુસરૂ-પરવીજનાં** નામનો શિક્કો પડાવ્યો.

હવે **ખુસરૂએ** જોયું કે આ કામથી તેના બાપને તેને માટે ખોટો શક આવશે, માટે તે ઈરાનથી નાસી રૂમમાં ગયો. આથી **હુરમજે** **ખુસરૂના** બે મામાઓને બંદીખાને નાખ્યા. તેઓ પોતાના કેટલાક મિત્રોની મદદથી છુટા થયા, અને **હુરમજને** કેદ કીધો, તથા તેની બે આંખો ફોડી નાખી, કે તે ફરીથી રાજ્ય લઈ શકે નહિ. આ ખબર જેવી **ખુસરૂને** થઈ તેવોજ તે આવી પોતાના બાપનાં તખ્ત ઉપર બેઠો, પણ વલી તેને **બેહુરામ-ચોબીન** સાથે એક લડાઈ થઈ, જેમાં **ખુસરૂ** હાર્યો ગયો, અને **રૂમના** મુલકમાં નાઠો. આ વેલાએ તેના એક મામાએ **હુરમજ** પાદશાહને બંદીખાનામાં મરાવી નાખ્યો.

પછી બેહુરામ-ચોબીન ઈરાનનાં તખ્ત ઉપર બેઠો. પણ ત્યાં કાંઈ તે ઘણીવાર ટકી રહ્યો નહિ. કેમકે **રૂમના** શાહાનશાહ **મોરીસે**, તથા કેટલીએક ઈરાની ફોજે **ખુસરૂને** મદદ આપી; જેથી તે **ઈરાન** તરફ ગયો, અને **બેહુરામ** સાથે લડાઈ કરી તેને હરાવ્યો, તથા પોતાનું રાજ્ય પોતાને હસ્તક લીધું.

**ખુસરૂએ** તખ્ત ઉપર આવ્યા પછી જે લોકોએ એને મદદ કીધી હતી તેમને નવાજેશ કીધી, તથા **રૂમનાં** રાજ્ય સાથે સલાહ રાખી. પછી શાહાનશાહ **મોરીસનાં** મરણ બાદ એણે **રૂમીઓ** સાથે લડાઈ કીધી, જેમાં એણે તેઓને હરાવ્યા.

ત્યાર બાદ એણે **સીસેરિયા** તથા **જુદીઆના** મુલકો પોતાને સ્વાધીન કીધા, અને **જેરૂસલમનું** શેહેર જીતી લઈ જે **કુરૂસ** ઉપર ખ્રિસ્તીઓના પેગંબર **ક્રાઈસ્ટને** ફાંસી દીધો હતો તે **કુરૂસ** **ઈરાન** તરફ મોકલ્યો, તથા ૯૦૦૦૦ ખ્રિસ્તીઓને બંદીવાન કીધા. પછી

"ઈ૦ સ૦ ૬૧૪ માં મિસર દેશ ઉપર સવારી કરીને સિકંદ્રીઆનું નામીચું શેહેર તાબે કીધું. બીજે વર્ષે કેલસિદોનને ઘેરો ઘાલી તે પણ લીધું."

હવે રૂમના શાહાનશાહ હીરેકલીઅસે ખુસરૂ સાથે સુલેહ કરવાને માટે એલચીઓ મોકલ્યા, પણ ખુસરૂએ તેમ કરવાને ના પાડી, અને તેને પોતાનો ધર્મ તજી જરથોસ્તી ધમ અખત્યાર કરવાને કેહેવડાવ્યું. આ ઉપરથી હીરેકલીઅસને ઘણું માઠું લાગ્યું, અને તેથી તેણે એક મોટું લશ્કર લઈ ખુસરૂ સાથે લડાઈ કીધી, અને તેને હરાવ્યો. આ વખતે પણ હીરેકલીઅસે તેને સલાહ કરવાને કેહેવડાવ્યું, પણ તેણે ના પાડી. આથી એની પ્રજા ગોસ્સે થઈ, અને કેટલાક લોકોએ એના એક દીકરા શીરોએની સાથે સંપ કરી એને બંદીખાંને નખાવ્યો, કે જ્યાં એ અધર્મી દીકરાએ પોતાના બાપને ઈ૦ સ૦ ૬૨૮ માં મારી નખાવ્યો. એણે ૩૮ વર્ષ લગણ રાજ્ય કર્યું હતું.

ખુસરૂ-પરવીજ પણ ઈરાન દેશના પાદશાહોમાં એક નામીચો પાદશાહ થઈ ગયોછે. કેહેછે કે એણે દરેક રૂતુમાં પોતાને રેહેવાને માટે જુદે જુદે ઠેકાણે મેહેલો બંધાવ્યા હતા. એની શીરીન નામે એક ઘણીજ ખુબસુરત રાણી હતી, અને જેણીની ઉપર એ ઘણોજ પ્યાર રાખતો હતો. એની ઉપર મુસલમાન લોકોના પેગંબર મહમદે પોતાનો ધર્મ કબુલ રાખવા માટે એક નામું મોકલ્યું હતું, કે જે એણે કારાસુ નામની નદીમાં ફાડીને નાખી દીધું હતું. આથી મુસલમાન લોકો એની ઉપર ઘણા ગોસ્સે થયા હતા, તેમજ તમે આ પત્રના આગલા ભાગમાં વાંચ્યું તેમ ખ્રિસ્તીઓનો પણ એણે પવિત્ર કુરૂસ લૂટી લીધો હતો, તેથી તેઓ પણ એની ઉપર ઘણા ચીડાયલા હતા. એનાં મરણ પછી ઈરાનનું રાજ્ય ઘણી ખરાબ હાલતમાં આવી પડયું હતું, જેની હકીકત આવતાં પત્રમાં હું તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

હુરમજ-ત્રિજાનો ઉસ્તાદ કોણ હતો? પોતાના ઉસ્તાદની હેયાતી લગણ એની ચાલચલણ કેવી હતી, તથા તેનાં મરણ બાદ કેવી થઈ ગઈ હતી? રૂમના શાહાનશાહનાં લશ્કરે આથી શું કીધું હતું? ત્યાર બાદ કોણનાં લશ્કરે, તથા કઈ નદી ઓલંગી ઈરાન ઉપર ચઢાઈ કીધી હતી? હુરમજે તેની સાંમે કોણને, તથા કેટલાં માણસોનું લશ્કર આપી મોકલ્યો હતો? તેઓ વચ્ચે કયાં લડાઈ થઈ અને તેમાં કોણ હાર્યું? ત્યાર બાદ

હુરમજે બેહુરામને કયાં લડવાને મોકલ્યો ? ત્યાં તે ફાવ્યો હતો કે નહિ? આથી હુરમજે તેને માટે શું ભેટ મોકલ્યું હતું ? બેહરામે આથી શું કીધું હતું ? હવે ખુસરૂ નાસીને કયાં ગયો હતો ? આથી હુરમજે કોણને બંદીખાને નાખ્યા હતા ? તેઓએ છૂટી હુરમજને શું કીધું હતું ? પછી ખુસરૂ કોણની સાથેની લડાઈમાં હાર્યો હતો ? આથી ખુસરૂ કયાં નાઠો, તથા હુરમજનું શું થયું ? ખુસરૂએ કોણની મદદથી બેહુરામને હરાવ્યો હતો ? તખ્ત ઉપર આવ્યા પછી ખુસરૂએ શું કીધું હતું ? પછી તેણે રૂમીઓ સાથે કયારે લડાઈ કરી તેમને હરાવ્યા હતા ? ત્યાર બાદ એણે કયા મુલકો પોતાને સ્વાધીન કીધા હતા ? પછી એણે કયું શેહેર જીત્યું હતું, તથા ત્યાંથી ઈરાન તરફ શું મોકલ્યું હતું ? એણે ત્યાં કેટલા ખ્રિસ્તીઓને બંદીવાન કીધા હતા ? પછી ખુસરૂએ કયાં વર્ષમાં મિસર દેશ ઉપર સવારી કીધી, અને કયું શેહેર તાબે કીધું હતું ? બીજે વર્ષે એણે કયાં શેહેરને ઘેરો ઘાલી લીધું હતું ? હવે રૂમના કયા શાહનશાહે ખુસરૂ સાથે સુલેહ કરવા માટે એલચીઓ મોકલ્યા હતા? ખુસરૂએ તેને શું કેહેવડાવ્યું હતું ? આથી હીરેકલીઅસે શું કીધું, અને તેમાં કોણ હાર્યો ? આ વખતે પણ ખુસરૂએ સલાહ નહિ કીધાંથી એની પ્રજાના લોકોએ એને શું કીધું હતું ? ત્યાં એને કોણે અને કયાં વર્ષમાં મારી નખાવ્યો હતો ? એની રાણીનું નામ શું હતું ? મુસલમાન લોકો શા માટે એની ઉપર ગોસ્સે થયા હતા ? એની પછી ઈરાનનું રાજ્ય કેવી હાલતમાં આવી ગયું હતું ?

---

## પત્ર ૩૨ મો.

મારી પ્યારી દીકરી,

છેલ્લા પત્રમાં મેં તમને લખ્યું હતું કે ખુસરૂ-પરવીજની પછી ઈરાનનું રાજ્ય ઘણી ખરાબ હાલતમાં આવી પડયું હતું. તમને યાદ હશે કે ખુસરૂને મારી નાખી તેનો દીકરો શીરોએ ઈ૦ સ૦ ૬૨૮ માં ઈરાનનાં તખ્ત ઉપર બેઠો હતો. એ ઘણો ઘાતકી હતો, અને ફક્ત સાત મહિના રાજ્ય ચલાવી મરણ પામ્યો હતો.

એની પછી એના એક નહાના દીકરા અર્દેશીરને એના ઉમરાવોએ તખ્ત ઉપર બેસાડ્યો, પણ શેહેરિયાર નામના એક હાકેમે આવી તેને મારી નાખ્યો, અને પોતે રાજ્ય ચલાવવા લાગ્યો. તેણે પણ થોડાજ દિવસ રાજ્ય ચલાવ્યું, તેવામાં પાદશાહી વંશના કોઈ મલતિયાએ તેને મારી નાખ્યો, અને ખુસરૂ-પરવીજની પુરાન-દોખ્ત નામની એક દીકરીને તખ્ત ઉપર બેસાડી. તેણે માત્ર છ મહિના રાજ્ય ચલાવ્યું.

તેની પછી તેનો પિતરાઈ **શાહરશનનદેહ** તખ્ત ઉપર આવ્યો. તેણે માત્ર એકજ મહિનો રાજ્ય ચલાવ્યું હતું. પછી પાછી **ખુસરૂ-પરવીજની અરજમદોખ્ત** નામની બીજી દીકરી તખ્ત ઉપર આવી, પણ તેને ખોરાસાનના હાકેમ **ફરોખહુરમજ**ના દીકરા **રૂસ્તમે** મારી નાખી અને **અહુવજ** શેહેરમાંથી **અર્દેશીર-બાબેગાન**ની તોખમના **કસરા** નામના એક શખ્સને લાવી તખ્ત ઉપર બેસાડ્યો, પણ તે રાજ્ય ચલાવવાને નાલાયક હોવાથી તેને ઉઠાડી મેલ્યો.

ત્યારબાદ **ફરોખજાદ** નામના એક શખ્સને તખ્ત ઉપર બેસાડ્યો. તે બિચારાએ એક મહિનો પણ રાજ્ય ચલાવ્યું નહિ, તેવામાં તેને જેહેર દઈ મારી નાખ્યો, અને ઈરાનનાં તખ્ત ઉપર માઠાં ભાગ્યનો **યજદજર્દ-શેહેરિયાર** ઈ○ સ○ ૬૩૨ માં આવ્યો. કેહેછે કે આ **યજદજર્દ** **ખુસરૂ-પરવીજ**નો નબીરો હતો, પણ તેને બાલપણથી બાહેર મોકલી દીધાથી તે કેટલુંએક સુધી **ઈસ્તખર**માં પડી રહ્યો હતો.

મારી પ્યારી દીકરી, આ પત્ર ઉપરથી તમે **ખુસરૂ-પરવીજ**નાં રાજ્યની પુઠીથીતે **યજદજર્દ** તખ્ત ઉપર બેઠા ત્યાં લગણનાં ચાર વર્ષમાં ઈરાનનું રાજ્ય કેવી ખરાબ હાલતમાં હતું, તે જોયું હશે. જે જે પાદશાહો એટલા વખતના અરસામાં થઈ ગયા હતા, "તે ફક્ત નામનાજ હતા, અને બાકીનો બધો અખત્યાર લુચ્છા અમીર ઉમરાવોના હાથમાં હતો." **યજદજર્દ**ના તખ્ત ઉપર બેઠા પછી અસલી ઈરાનની શેહનશાહત તદન પડી ભાગી, જે વિષેનું વર્ણન આવતા પત્રમાં તમારી ઉપર લખી મોકલીશ.

હું છું તમારો વાહાળો બાપ.

---

## સવાલો.

ખુસરૂને મારી નાખી તખ્ત ઉપર કોણ બેઠો હતો? શીરોએ કેવો પાદશાહ હતો, તથા કેટલા મહિના રાજ્ય ચલાવી મરણ પામ્યો હતો? એની પછી કોણને તખ્ત ઉપર બેસાડ્યો હતો? અર્દેશીરને મારી નાખી કોણ રાજ્ય ચલાવવા બેઠો હતો? શેહરિયારને કોણે મારી નાખ્યો, તથા તેની જગાએ કોણને તખ્ત ઉપર બેસાડી? પુરાનદોખ્તે કેટલા મહિના રાજ્ય ચલાવ્યું હતું, અને તેની પછી કોણ તખ્ત ઉપર આવ્યું હતું? શાહરશનનદેહે કેટલું સુધી રાજ્ય કીધું, અને તેની પછી કોણ તખ્ત ઉપર આવ્યું? અરજમ-દોખ્તને કોણે મારી નાખી, અને કોણને તથા ક્યાંથી લાવી તખ્ત ઉપર બેસાડ્યો? **કસરાને તખ્ત ઉપરથી ઉઠાડી કોણને બેસાડ્યો હતો? ફરોખજાદને**

કેવી રીતે મારી નાખ્યો હતો ? પછી ઈરાનનાં તખ્ત ઉપર કોણ, અને ક્યાં વર્ષમા આવ્યો હતો ?

---

## પત્ર ૩૩ મો.

**મારી પ્યારી દીકરી,**

મારા છેલ્લા પત્રમાં તમે વાંચ્યું હશે કે ઈરાનનાં તખ્ત ઉપર ઈ૦ સ૦ ૬૩૨ માં **યજદજર્દ-શેહરિયાર** આવ્યો હતો. એ ઘણો નબલો પાદશાહ હતો. એના વખતમાં ઈરાનીઓનું રાજ્ય સદાબરૂ તેઓના હાથમાંથી આરબોએ લીધું હતું.

એ આરબોને તે વખતના લોકો ઘણા હલકા ગણતા હતા. "તેઓનો મુલક પાહાડી, ત્યાંની જમીન વેરાન, તથા મેદાનો સઘલાં રેતાલ હતાં." તેઓ ત્યાં લૂટફાંત કરી સ્વતંત્રતાથી રેહતા હતા. પેહેલાં તેઓ "સૂર્ય તથા ગ્રહોની પૂજા કરતા હતા," પણ પાછલથી તે સઘલાઓએ **મહુમદનો** ધર્મ કબુલ કીધો હતો. તેઓ વગર સમજણના તથા ઝનુની હોવાથી "પોતાનો ધર્મ બીજા લોકોમાં ફેલાવવાને ઘણી જાસ્તી તથા જુલમો ચલાવ્યા હતા." જે લોકો બીજે ધર્મ પાલતા તેમને તેઓ કુફરને નામે ઓલખતા, તથા તેમને મારી નાખવાનું, અને તેઓની સાથે લડાઈ કરવાનું સવાબ સમજતા હતા.

મહુમદની પછી જેઓ તેના વારેસ થયા, તેઓને **ખલીફ** કરી કેહેછે. ઈરાનનાં રાજ્ય ઉપર પેહેલ વેહેલો હુમલો આરબોએ **ખલીફ ઓમરના** વખતમાં કીધો હતો. **ઓમરે સઅદે વકાસ** નામના પોતાના એક સરદારને ૩૦૦૦૦ માણસોનું એક લશ્કર આપી ઈરાનીઓની સામે લડવા મોકલ્યો. **યજદજર્દે** પણ ઈરાનીઓનું એક લશ્કર તૈયાર કીધું, અને તેની સરદારી **રૂસ્તમ ફેરોખજાદ** નામના એક સરદારને આપી. બન્ને લશ્કરો વચ્ચે બગદાદની પાસે **કાદસીહે** નામની જગો આગલ એક જબરી લડાઈ થઈ, તેમાં ઈરાનીઓ હાર્યા, તથા **રૂસ્તમ ફેરોખજાદ** માર્યો ગયો, અને કાવીઆની ઝુંડો આરબોએ લઈ લીધો. આ લડાઈ ઈ૦ સ૦ ૬૩૬ માં થઈ હતી, અને તેને **કાદસીહેની** લડાઈ કરી કેહેછે.

આ હારની ખબર જેવી **યજદજર્દને** થઈ તેવીજ તે પોતાની સાથે કેટલોક અશબાબ લઈ હલવાન તરફ નાસી ગયો. આથી **સઅદેવકાસે** ઈરાનનું પાયતખ્ત જે **મદાએન** નામનું શેહેર હતું તે હાથ કરી લીધું. પછી તે **યજદજર્દની** પુઠે દોડ્યો, તથા **જલવલાહના**

કિલ્લામાં **શરવાન** તથા **આજર** બીજાનના પ્રાંતોમાંથી જે ઘોડેસ્વાર લશ્કર **યજદજર્દ**ની મદદે આવ્યું હતું, તેની સામે પોતાના ભત્રિજા **હશમ**ને મોકલ્યો. **હશમે** તેની ઉપર હુમલો કરી તે કેદ પકડ્યું. આ સાંભલી **યજદજર્દ** **હલવાન**થી નીકલી **રએ** તરફ નાઠો, જેથી **હલવાન હશમે** પોતાને હસ્તક કરી લીધું.

ત્યાર બાદ **ખલીફ ઓમર**ને **સઅદેવકાસ** વિષે કાંઇ ફરિયાદ પોંહોચ્યાથી તેણે તેને પાછો બોલાવી લીધો, અને તેની જગાએ **ઓમર યુસીર** નામના એક સરદારને નેમ્યો. **યજદજર્દે** ફરીથી એક-વાર ".ઈરાનનું નસીબ અજમાવી જોવા" ૧૫૦,૦૦૦ માણસોનું એક મોટું લશ્કર **ખોરાસાન, રએ,** તથા **હામદન**માંથી એકઠું કીધું, અને તેની સરદારી **ફીરૂજન** નામના એક નામીચા સરદારને આપી. **ઓમરે** પણ આથી એક મોટું લશ્કર એકઠું કીધું, અને તેની સરદારી **નોમન** નામના એક ધર્મ ચૂસ્ત શખ્સને આપી. આ બન્ને લશ્કરો વચ્ચે **હામદન**ની દક્ષિણે **નાહવંદ**નાં મેદાનમાં એક મોટી જોશ ભરી લડાઇ થઇ, જેમાં **નોમન** પોતે માર્યો ગયો, પણ તેનાં લશ્કરે ઘણી બહાદૂરીથી લડાઈ ચલાવી, અને ઇરાનીઓને તદન હરાવ્યા. આ લડાઇ ઇ૦ સ૦ ૬૪૧ માં થઇ હતી, અને તેને **નાહવંદ**ની લડાઇ કરી કેહેછે. એ લડાઈથી ઇરાનનું રાજ્ય આરબોને હસ્તક ગયું હતું.

હવે આથી કમનસીબ બિચારો **યજદજર્દ** નાસીને **સિસ્તાન** ગયો; અને ત્યાંથી પછી **ખોરાસાન** તથા **મર્વ**માં ગયો અને **મર્વ**થી આઠ મેલ દુર એક દલનારના ઘેરમાં જઇ ત્યાં સંતાયો. તેણે જે કિમ્મતી પોશાક પેહેરેલો હતો, તેથી લલચાઇને પેલા મુજી દલનારે તે બિચારાને મારી નાખ્યો. જ્યારે આ વાતની ખબર ઇરાની-ઓને થઇ, ત્યારે તેઓએ તે દલનારને એકદમ મારી નાખ્યો, અને **યજદજર્દ**નાં રવાનને ઇસ્તખરનાં દોખમામાં અવલમંજલ પોહોંચા-ડયું. એણે નવ વર્ષ રાજ્ય કીધું હતું, અને દશ વર્ષ સુધી નાસતો ફર્યો હતો. એ ઇ૦ સ૦ ૬૫૧ માં માર્યો ગયો, અને એ બનાવથી **ઈરાન**નાં અસલી રાજ્યની તદન આખરી આવી. ઇરાનીઓ નાસ્તા ભાગતા દુર દેશોમાં જઇ રહ્યા, અને બેશુમાર હાદેસાઓ ખમ્યા.

મારી પ્યારી દીકરી, હવે ઈરાનની તવારીખને લગતા મારા પત્રો પુરા થયાછે, અને હું આશા રાખુંછું કે આ મારા સઘલા પત્રો તમે સાચવીને રાખ્યા હશો, તથા તેમાની બાબતો પણ તમને બધી યાદ હશે; અને જ્યારે તમે ઈરાનની તવારીખને લગતાં મોટાં

મોટાં પુસ્તકો વાંચશો, ત્યારે આ મારા પત્રોમાની બીના તમને એક દીબાચા જેવી થઈ પડશે. હવે હું થોડા દિવસમાં આવી તમને મ-લીશ, માટે આ મારો પત્ર તમોએ છેલ્લો સમજવો; અને તે બંધ કરતી વેલા તમને નામીચા પાદશાહ નોશીરવાન–આદેલની થોડીક કિમ્મતી શિખામણો પાછી યાદ દેવડાવુંછું તે ઉપર તમો સદા અ-મલ કરજો;—

"તમારી દિયાનત પાક રાખજો; ઇનસાફની રાહે ચાલજો; બં-"દગીમાં મશગુલ રેહેજો; દુઃખીઓને સાહે થજો; કેલવણીનો ફેલા-"વો કરજો; સારાં માણસોને મદદ આપજો; ડાહ્યાં માણસોની સ-"લાહ લેજો; ખોદાથી બિહિતાં રેહેજો; સાચ્ચું બોલજો; અને સર્વનાં "સુખમાં તમારૂં પોતાનું સુખ જાણજો."

હું છું તમારો વાહાલો બાપ.

---

## સવાલો.

યજદજર્દ–શેહેરિયારના વખતમાં ઇરાનનું રાજ્ય સદાબરૂ કોણે લઈ મુકયું હતું? આ આરબોને તે વખતના લોકો કેવા ગ-ણતા હતા? તેઓએ પાછલથી કયો ધર્મ કબુલ કીધો હતો? મ-હુમદની પછીના તેના વારેસોને શું કેહેછે? ઇરાનનાં રાજ્ય ઉપર આરબોએ પેહેલવેહેલો કોણના વખતમાં હુમલો કીધો હતો? ખ-લીફ ઓમરે કોણને તથા કેટલાં માણસોનાં લશ્કર સાથે ઇરાની-ઓની સામે લડવાને મોકલ્યો હતો? યજદજર્દે ઇરાની લશ્કરની સરદારી કોણને આપી હતી? બન્ને લશ્કરો વચ્ચે કઇ જગાએ, અને કયાં વર્ષમાં લડાઇ થઇ હતી, અને તેમાં કોણ હાર્યો હતા? આ હારથી યજદજર્દ નાસીને કયાં ગયો હતો? આથી સઅદેવકાસે કયું શેહેર હાથ કરી લીધું? પછી તે પોતે કયાં ગયો, અને પોતાના ભ-ત્રિજા હુશામને કયાં મોકલ્યો, અને હુશામે તેમને શું કીધું? આથી યજદજર્દ ત્યાંથી કયાં નાસી ગયો? પછી ખલીફ ઓમરે સઅદે વકાસને શા માટે પાછો બોલાવી લીધો, તથા તેની જગાએ કોણને નેમ્યો? યજદજર્દે ફરીથી કેટલાં માણસોનું, તથા કયાં શેહેરોમાંથી લશ્કર એકઠું કીધું, અને તેની સરદારી કોણને આપી? ઓમરે કોણની સરદારી હેઠલ તેની સામે લશ્કર મોકલ્યું? આ બન્ને લ-શ્કરો વચ્ચે કઈ જગાએ, તથા કયાં વર્ષમાં લડાઇ થઈ હતી, અને તેમાં કોણ માર્યો ગયો હતો? નોમનના માર્યા ગયાથી તેનાં લશ્ક-રે કેવી રીતે લડાઈ ચલાવી હતી, તથા તેમાં કોણની હાર થઈ હતી? આથી ઇરાનનું રાજ્ય કોણને હસ્તક ગયું હતું? હવે આથી યજદજર્દે

નાસીને ક્યાં ગયો હતો? સિસ્તાનથી પછી તે ક્યાં ગયો, અને ક્યાં સંતાયો? પેલા દલનારે શાથી લલચાઈ તેને મારી નાખ્યો હતો? આ ખબર ઈરાનીઓને થઈ ત્યારે તેઓએ પેલા દલનારને શું કીધું, તથા યજદજર્દનાં રવાનને ક્યાંનાં દોખમામાં અવલમંજલ પોહોંચાડયું? યજદજર્દે કેટલાં વર્ષ રાજ્ય કીધું હતું, કેટલાં વર્ષ નાસ્તો ફર્યો હતો, તથા ક્યાં વર્ષમાં માર્યો ગયો હતો?

---

# વધારો.

## આ પુસ્તકમાં આવેલાં ઈરાન સિવાય યુનાન, રોમ, ઈત્યાદિ દેશોને લગતા પ્રાંતો, શેહેરો, નદીઓ, ઈત્યાદિના ખોલાસા.

### અ—ઓ.

**અયોન્યા**—યુનાનની પશ્ચિમે આવેલો એક ટાપુ.

**આકાન્થસ**—એથોસની સંયોગી ભૂમિની પાસેનું માસિડનનું એક શેહેર.

**આથન્સ**—અસલ એટીકાની, તથા હાલ યુનાનની રાજધાની.

**આર્ટીમિશિયમનો ભુશલાકા**—યુબિયાના ટાપુમાં.

**આર્બેલા**—આસિરિયાના મુલકમાં તાઈગ્રીસ નદીની પૂર્વે આવેલું એક શેહેર.

**આર્મીનિયા**—મિસોપોટેમ્યાની ઉત્તરનો દેશ.

**આસિરિયા**—અસલ તાઈગ્રીસ નદીની પશ્ચિમનો દેશ.

**ઈજીયન સમુદ્ર**—યુનાન દેશની પૂર્વે આવેલી ભુમધ્ય સમુદ્રની એક શાખા.

**ઈથોપ્યા**—લિબિયાની દક્ષિણ, અને મિસરની નૈરૂત્યકોણનો એક મુલક.

**ઈદીસા**—યુફ્રેતિસ નદીની પૂર્વે મિસોપોટેમ્યાનું એક શેહેર. હાલ એને "ઓફા" કરી કેહેછે.

**ઈફીસસ**—એશિઆમેનરની પશ્ચિમે અયોન્યાને લગતું એક મુખ્ય શેહેર.

**ઈમબ્રોસ**—ઈજીઅન સમુદ્ર માહેલો યુનાન દેશને લગતો એક ટાપુ.

**ઈરીત્રિઆ**—યુબિયામાનું એક શેહેર.

**ઈસસ**—સિરિયાની સરહદ ઉપર સીલીશિયાનું એક શેહેર.

**એટીકા**—ઈજીયન સમુદ્રને કીનારે યુનાનની પૂર્વે દિશાએ આવેલો એક પ્રાંત.

**એથોસનો પાહાડ**—માસિડનની દક્ષિણે ઈજીયન સમુદ્રને કીનારે.

**એનટીઓક**—ઓરોનતિસ નદીના દક્ષિણ કીનારા ઉપર સિરિયાનું એક શેહેર.

**એનતાક્રુસ**—લિડિયાના ઉત્તર કીનારા અગલનું શેહેર.

**એરાક્ષીસ નદી**–આર્મીનિયામાની કાસ્પિયન સમુદ્રમાંથી વેહેતી નદી.
**એશિઆમાઈનર**–ઇજીયન, કાલા અને કસ્પિઅન સમુદ્રોની વચ્ચે આવેલો મહાદ્વીપ.
**એસોપસ નદી**–બીઓશિયામાં આવેલી નદી.

## ક

**કાર્થેજ**–આફ્રીકાના કાસ્તા ઉપર ફીનિશિયનોએ ઈ૦ સ૦ પૂ૦ ૮૩૩ માં વસાવેલું શેહેર.
**કુનેકસા**–આસિરિયાનું એક શેહેર.
**કેરિયા**–એશિઆમાઈનરની નૈરૂત્યકોણે આવેલો એક પ્રાંત.
**કેલસિદોન**–બાઈજેનશિયમની સામે બીથીનિયામાં આવેલું એક શેહેર.

## ખ

**ખીઆલદીઆ**–યુફ્રેતિસ અને તાઈગ્રીસ નદીઓની વચ્ચે આવેલો અસલ બાબિલોનિયાનો દેશ.

## ગ

**ગ્રેનાઈકસ નદી**–બીથાનિયામાની નદી.
**ગોગમેલાનું મેદાન**–આર્બેલાથી વીસ મૈલને છેટે બૂમોદસ નદીના કાંઠા આગલ.

## ચ

**ચીઆસ**–ઇજીયન સમુદ્ર માહેલો એક ટાપુ, કે જે વાઇન દારૂ અને સંગેમરમરના પથ્થરને માટે વખણાંયલો છે.

## જ

**જુદીઆ**–આર્બસ્થાનની પશ્ચિમે રાતા સમુદ્ર આગલ આવેલું એક શેહેર.
**જેરૂસલમ**–અસલ જુદીઆનું પાયતખ્ત, અને હાલનું પેલેસ્તાઈન.

## ત

**તીસફૂન**–તાઇગ્રીસ નદીના પૂર્વ કાંઠા ઉપરનું એક નામીચું શેહેર. એને પાછળથી મદાએન કરી કેહેતા હતા.

## થ

**થર્માપોલી**–થેસેલીના કાંઠા ઉપરની એક સાંકડી ખીણ.
**થરમાનો અખાત**–માસિડનની ઈશાનકોણે આવેલો ઇજીઅન સમુદ્રનો એક ભાગ.
**થેસપી**–બીઓશિયામાનું એક શેહેર.
**થેસેલી**–ઇજીયન સમુદ્રની પશ્ચિમે યુનાનનો એક પ્રાંત.
**થ્રેસ**–માસિડન અને કાલા સમુદ્રની વચ્ચેનો એક મુલક.

## ડ

**ડાન્યૂબ નદી**–તરકીમાની, કાલા સમુદ્રમાં વેહેતી નદી.

**દ**

દિલાસ-સાઇક્લેદીજની વચમાં આવેલો ટાપુ.
દોરીસકસ-ગ્રેસના કોરતાપરનું એક મોટું મેદાન.

**ન**

નાઇલ નદી-મિસર દેશ માંહેલી ભુમધ્ય સમુદ્રમાં વેહેતી નદી.
નિનેવે-તાઇગ્રીસ નદીની પૂર્વે આસિરિયાનું પાયતખ્ત.
નિસબીસ-મિસોપોટેમ્યામાં તાઇગ્રીસ નદીને કાંઠેનું શેહેર.
નોક્ષસ-ઇજીયન સમુદ્રનો એક ટાપુ.

**પ**

પ્લેટી-બીઓશિયામાનું એક શેહેર.
પ્રોપોનટીસ-કાલા અને ભુમધ્ય સમુદ્રની વચ્ચેની સામુદ્રધુની.

**ફ**

ફીનિશિયા-ભુમધ્ય સમુદ્રની પૂર્વે આવેલો સિરિયાનો એક ભાગ.
ફેસિસ-એશિઆમેનર માંહેલું એક શેહેર.

**બ**

બાઇજેનશિયમ-અસલ ગ્રેસની પૂર્વ દિશાનું શેહેર. હાલ કાનસ્તેન-
તીનોપલ.
બાબિલોન-યૂફ્રેતિસ અને તાઇગ્રીસ નદીઓની વચ્ચે આવેલું શેહેર.
બીઓશિયા-એટીકા, ફોસિસ, અને લોક્રીસની વચ્ચે આવેલો
યુનાનનો એક પ્રાંત.

**મ**

માઇલીટસ-એશિઆમેનરનાં કાંઠા ઉપર મીએનદર નદીનાં મુખ
આગલનું શેહેર.
મારાથાન-આથન્સની ઉત્તરનું મેદાન.
માસિડન-ઇજીયન અને એડ્રીઆતીક સમુદ્રોની વચ્ચેનો મુલક.
મિસર-આફ્રીકાની ઇશાનકોણે આવેલો નામીચો દેશ.
મિસોપોટેમ્યા-યૂફ્રેતિસ અને તાઇગ્રીસ નદીની વચ્ચેનો મુલક.
મેમફીસ-નાઇલ નદીના પશ્ચિમ કિનારા ઉપર મિસર દેશની અસલ
રાજધાની.

**ય**

યુબિયા-ઇજીયન સમુદ્ર આગલનો સઉથી મોટો ટાપુ.

